# જીવનનો કારભાર

આપણી આદતો, આપણી નિષ્ફળતાઓ, આપણી સફળતાઓ, આપણી સાધનાઓ, આપણી આધિ ઉપાધિઓ—આ બધું શી રીતે બને છે? જીવનનો કારભાર પણ વિગતો ચાહે છે, વ્યવસ્થા ચાહે છે, યોજના ચાહે છે. જીવનના આવા કારભાર પર કાબૂ લેવા માટેની વ્યવહારુ સૂચનાઓ અહીં કરવામાં આવી છે. ઉપદેશોના સૂત્રો અહીં મેં ટાંક્યાં નથી. અઘરા આદર્શોના સોનેરી જામ પણ અહીં મેં નાખ્યા નથી. વાંચકને કામ લાગે, એના માનસનો દીવો જરા તેજ થાય. એને પોતાને બરાબર ખ્યાલ આવે એવા આચરણના અખતરાને આ લેખોમાં પાથરવામાં આવ્યો છે.

સામાન્ય વાચકને લક્ષમાં રાખીને આ લેખોનું ઘડતર થયું છે. થીજેલા જીવનમાં આશાનો, ઉત્સાહનો, પુરુષાર્થની ભાવના જાગ્રત થાય એ વસ્તુ નજર સામે રાખી છે.

પણ આ પુસ્તકને વધુ ઓળખવાની જરૂર નથી.

મુખ્ય વિક્રેતા
ભારતી સાહિત્ય સંઘ
પોસ્ટ બૉક્સ નં. ૬૭૮ મુંબઈ-૧
પોસ્ટ બૉક્સ નં. ૭૩ અમદાવાદ

# આપની સેવામાં

જિતુભાઈ મહેતા

•



ભારતી સાહિત્ય સંઘ
ભીમરાજ બિલ્ડીંગ, નવી હનુમાનગલી · મુંબઈ-૨.
૧૬, શ્રીમાળી સોસાયટી · અમદાવાદ-૬.

## હવે પછી પ્રગટ થનારાં લેખકનાં પુસ્તકો

- **એ પંખી**
  (ટૂંકી વાર્તાઓનો સંગ્રહ)
- **ચિત્ર અને ચિંતામણી**
  (રૂપેરી જગતનાં લખાણો)

**ઉડાન ને આલાપ**
(અવનવા લેખોનું ઝૂમખું)

- **સાંભળો 'ચંડૂલ' બોલે છે**
  (કલા અને સાહિત્યના લેખો)

**અપના પરાયા**
(અનુવાદોનો સંગ્રહ)

# કેડી ભણી

સાહિત્યના પુસ્તકનું પાનું અને અખબારના પાનાને આજે અણબનાવ નથી. આજે તો પત્રકારત્વ એટલું ખીલવા માંડયું છે કે પુસ્તકનાં પાનાં કરતાંય કયારેક અખબારોની કટારો વધુ સાહિત્ય આપે છે, વધુ ચિંતન આપે છે, વધુ ભાષાનો ઘાટ આપે છે, વધુ શૈલીના અખતરા રજૂ કરે છે.

અખબારો રોજ ઝબકે છે અને રોજ એના ઝબકતા દીવા ઓલવાઈ જાય છે એમ માનવામાં આવે છે, પણ સમાચારોનો ભારો બાંધીને જ પત્રો આજે જાગતાં નથી. તેમ મનોરંજન માટે જ કટારોને શબ્દોથી શણગારવામાં આવતી નથી.

અખબારનાં પાનાંમાં ઘણું ઘણું પ્રસિદ્ધ થાય છે. જનતાની પાસે એ સાહિત્ય જાય છે એટલે એનામાં જનતાને આકર્ષવાની શક્તિ હોવી જ જોઈએ. પુસ્તક કરતાં અખબારો વાંચનારો વર્ગ બહોળો છે. અખબારમાં લેખો લખનારો એના વાચકથી અતડો ન જ રહી શકે. એની અંદર કલમ પાથરનારને બગીચાની જેમ ખીલવું પડે છે.

એની કલમને સૌથી પહેલાં તો ખૂબ ઝડપી બનવું પડે છે. ગમે તેવા ઘોંઘાટ વચ્ચે, ગમે તેવા સમયે, ઉજાગરો હોય, થાક હોય, ગમે તે ઉપાધિ હોય તોયે એની કલમને કટારો માટેની સામગ્રી આપી દેવી જ પડે છે.

આનો અર્થ એવો નથી કે કટાર લખનારો વિચારક નથી. ચિંતનને એણે ઘૂંટી રાખ્યું હોય છે, એનાં નિરીક્ષણોને એણે ઘોળી રાખ્યાં હોય છે, પણ એના મસ્તકમાં એવી વ્યવસ્થા આવી જાય છે કે કલમ ઊપડયા પછી એ એના ચિંતનમાંથી, એનાં નિરીક્ષણોમાંથી તરત તાંતણા ઉપાડી શકે છે અને એની કૃતિ તરત રૂપ લઈ શકે છે.

આ પુસ્તકમાં મારાં જે લખાણો છે એ મેં ખાસ સમય લઈ લખ્યાં નથી, કોઈ એકાંત સ્થળે જઈ લખ્યાં નથી, પણ કટારોના એક જ સાદના જવાબમાં લખ્યાં છે. કેટલીક વાર તો પાનાની અંદર એક-દોઢ કોલમની જગ્યા ખાલી રહી ગઈ હોય એને પૂરવા માટે પણ લખ્યાં છે.

વિકાસની વાતો, ઘડતરનો ઘાટ, આશા નિરાશાનાં ઝાંખાં અને સોનેરી કિરણો, માનસિક શક્તિનાં વહેતાં ઝરણાં, જીવન જીવવા માટેનો ઉમળકો હાથ કરવા માટેની તસલ્લી, નિશ્વાસમાંથી કલાનાં ફૂલ વેરવાની વૃત્તિ, થોડાં વાક્યોની વાડમાં જિંદગીને નહિ પૂરી દેવાની સૂચના, આકાશના તારામાં મન ગૂંથી દેવાની ભલામણ-આવું આવું ઘણું આ લેખોમાં લખાયું છે.

વાચક સાથે સાવ દોસ્ત બની જઈને આ બધું લખાયું છે. જીવનની ચાવી મારા હાથમાં આવી ગઈ છે એવા મિથ્યાભિમાનથી આ લખાણોએ રૂપ લીધું નથી. માનસને એક પ્રયોગશાળા સમજી, સહુ સાથે મળી, સાથે સમજી શકીએ એવી શૈલીથી મેં જીવનની આ ફૂલવાડી ખીલવવાનો પ્રયાસ કર્યો છે. જીવનમાં ઉતારી શકાય એવી સૂચનાઓ મેં કરી છે. મારાં નિરીક્ષણોનું તોરણ મેં વાચકને મનટોડલે બાંધી દીધું છે.

આપણી આદતો, આપણી નિષ્ફળતાઓ, આપણી સફળતાઓ, આપણી સાધનાઓ, આપણી ઉપાધિઓ-આ બધું શી રીતે બને છે? જીવનનો કારભાર પણ વિગતો ચાહે છે, વ્યવસ્થા ચાહે છે, યોજના ચાહે છે. જીવનના આવા કારભાર ઉપર કાબૂ લેવા માટેની વ્યવહારુ સૂચનાઓ આંહીં કરવામાં આવી છે. ઉપદેશનાં સૂત્રો આંહીં મેં ટાંક્યાં નથી, અધરા આદર્શોની સોનેરી જાળ પણ આંહીં મેં નાખી નથી. તમને કામ લાગે, તમારા માનસનો દીવો જરા તેજ થાય,

તમને પોતાને બરાબર ખ્યાલ આવે એવા આચરણના અખતરાને આ લેખોમાં પાથરવામાં આવ્યા છે.

સામાન્ય વાચક માટે મેં ખાસ તકલીફ લીધી છે. પંડિતો જેને નાનો ગણે છે, કેટલાક સાહિત્યકારો જેનાથી દૂર રહે છે, દરજ્જાની વાત લાવી જેને આઘો રાખવામાં આવે છે એવા સામાન્ય વાચકને મેં મારો મિત્ર ગણ્યો છે. એના મગજમાં ઊતરે એવી રીતે, એના ઘડતર માટે એનામાં ઉમળકો જાગે એવા આશયથી મેં મારાં આ લખાણોને આકાર આપ્યો છે.

કોઈ લેખો દેશ–પરદેશના ચિંતકોનાં થોડાં વાક્યો પરથી સૂઝ્યા છે કોઈ લેખો જીવતા માનવીઓનાં જીવનમાંથી જડયા છે. કોઈ લેખો કોઈની મુલાકાતમાંથી મને સાંપડી ગયા છે. પરદેશી પુસ્તકમાંથી કોઈ વાત લીધી છે તો એને આપણી ભોમ આપી દેવામાં આવી છે. ઘણાય લેખો મારા પોતાના છે. મારાં પોતાનાં નિરીક્ષણોમાંથી એ ઊભા થયા છે. મારા રઝળપાટમાંથી મને કેટલાક પ્રસંગો સાંપડી ગયા છે. મારા વાંચનારા સાથે હળી–મળીને મેં આ લેખોની માવજત કરી છે.

'વંદેમાતરમ્'માં આ લખાણો નિયમિત પ્રસિદ્ધ થવા માંડ્યા પછીથી વાચકોના પત્રો આવવા લાગ્યા. વધુ ને વધુ કાગળો આવવા લાગ્યા એટલે અઠવાડિયામાં બે વાર તો અચૂક આ લેખો આપવાની યોજના કરવામાં આવી. આજે પણ એ ક્રમ ચાલુ જ રહ્યો છે.

સાચું પૂછો તો વાચકોના ઉત્સાહે જ મને આ લેખો ભણી વધુ વાળ્યો છે અને એમની સતત સ્નેહાળ માગણીને પરિણામે આ પુસ્તક પ્રગટ કરવાનો મેં નિર્ણય કર્યો છે.

ટૂંકી વાર્તાને બદલે પહેલા પુસ્તક તરીકે હું આ સંગ્રહ રજૂ કરું છું કારણ કે મારી લખેલી ટૂંકી વાર્તાઓ વેરવિખેર પડી છે.

એ શોધું એ પહેલાં આ લેખો શોધાઈ ગયા છે. સાવ સાચ્ચી વાત તો એ છે કે ઇશ્વિરભાઈની હોંશને લઈને આ પુસ્તક આટલું વહેલું પ્રગટ થાય છે.

શ્રી. સામળદાસભાઈએ આ લેખમાળા 'વંદેમાતરમ્'માં શરૂ કરવાની સૌથી પહેલાં યોજના કરી, એટલું જ નહિ પણ અમે આ પ્રકારના લેખો વિષે સાથે મળી ઘણી ચર્ચા પણ કરી, અને એમણે કેટલાક લેખો માટેની સામગ્રી પણ એમના જીવનના અનુભવમાંથી આપી. આ લેખો 'વંદેમાતરમ્'માંથી પુસ્તકમાં પ્રકટ કરવાની એમણે મને પરવાનગી આપી છે એથી હું એમનો આભાર માનું છું.

મારા વાચકોને હું મારા પ્યારા દોસ્તો તરીકે જ માનતો આવ્યો છું. પુસ્તકના સંબંધ વિના તેઓએ મારી કટારો સાથે સરસમાં સરસ સ્નેહ બાંધ્યો છે.

અખબારોની કાપલીઓ મોકલાવ્યા પછી મેં આ લેખોમાં સુધારો કર્યો નથી. પ્રૂફો પણ ખાસ જોયાં નથી. થોડી ભૂલો રહી જવા પામી છે, એમને સમાલી લેવાનું હું કહું છું.

આ લખાણોનું એકાદું કિરણ પણ જો વાચકના મન-ઘરમાં જશે અને એને રાહત આપશે તો હું ખુશ થઈશ. મારા સંગ્રહનું એ સરસ ઇનામ મને મળેલું હું ગણીશ.

તમારા માથા ઉપર ઊડી બુલબુલનું ગીત છાંટવાની મેં ઉમેદ રાખી છે. તમારી આસપાસ ડોલર પાથરીને સુવાસ પાથરવાની હોંશ મેં જાળવી છે. તમારા પગ આગળ કેડી મૂકી મેં તમારી સાથે મુસાફરી કરવાની મહેનત લીધી છે.

ચાલો, કેડી પગ ખેંચી રહી છે.

તા. ૧ : મે : ૧૯૪૫ — જિતુભાઈ

# અનુક્રમણિકા

## ૧

# સદ્‌ગુણોની ફૂલવાડી

બદામની એક નાનકડી ઢગલી પડી હોય, એક પછી એક બદામનો તમે ઉપયોગ કરી રહ્યા હો અને સારામાં સારી બદામ ખાધા પછી એકાદિ કડવી બદામ ચાવવામાં આવે તો મિજાજ બગડી જાય છે, મીઠી બદામનો બધો સ્વાદ દૂર થઈ જાય છે અને કડવાશ મગજમાં પેસી જાય છે.

બદામની નાની ઢગલીની કડવી બદામ એ માટે યાદ કરી છે કે, એક વ્યક્તિમાં ઘણા ગુણ હોય પણ એ બધા ગુણોની બદામમાં એક કડવી બદામ આવેલી હોય તો બધા પર પાણી ફરી વળે છે.

કડવાશ એ માનવીની અંદરનો એવો દુર્ગુણ છે કે એ માનવીના ચારિત્ર્યના ગઢને ગિરાવી દે છે.

એક વ્યક્તિએ બીજી વ્યક્તિ ઉપર ચોક્કસ ઉપકાર કર્યો. આ ઉપકાર અબોલ રહે છે તો જ એની સુવાસ ફેલાય છે પણ જે ઘડીએ આ ઉપકારનું 'ફુલેકું' ફેરવવામાં આવે છે તે દિવસથી એ પાછળની મજા મારી જાય છે.

ઉપકાર કરવો એટલે માત્ર આર્થિક મુસીબતમાં આવેલાને પૈસાની મદદ કરવી એમ નથી.

જ્યારે કોઈનું અંતર જલતું હોય ત્યારે એ અંતર પર વીંજણો ઢોળનારો માણસ ઉપકાર કરે છે. પણ ઉપકાર કરવાની અદાથી નહિ, સ્વાભાવિક રીતે.

બીજા કોઈ માનવીને જ્ઞાન મેળવવું હોય અને એ જ્ઞાનના પ્રદેશ પાસે જવાની એની પાસે માનસિક સગવડ ન હોય તો એવા યાત્રીને જ્ઞાનના માર્ગ પર મૂકી દેનાર જરૂર એ આદમીના જીવનને નવો આકાર આપવાની ક્રિયામાં ભાગ ભજવે છે.

માનવસંબંધ એટલે આ બધો સંબંધ. માનવસંબંધ એ કોઈ જાહેરાતનો વિષય નથી. મુરબ્બીવટ દાખવવા માટેની એ કોઈ વ્યાસપીઠ નથી.

મીઠી નજરથી, સુગંધી શબ્દથી, ઉત્તેજનના ઉમળકાથી માનવસંબંધની માળા ગૂંથી શકાય છે.

કોઇને ઉતારી પાડવો એના કરતાં કોઈને ઊંચો મૂકવો એવી લાગણી જેનામાં ફૂરે છે એ આદમી સૌથી પહેલા તો પોતાની જાતને અદીઠ રીતે ઊંચે મૂકી આપે છે.

જગતના મહાન માણસો માત્ર એમનાં ઉમદા ચારિત્ર્યને કારણે બીજાઓને જીવનનું શિલ્પ ઘડવાની પ્રેરણા આપે છે. વ્યકિત મરે છે પણ એની પ્રેરણા કયારેય મરતી નથી. જ્ઞાનદાનો, એક પછી એક જગતમાંથી ચાલ્યા જાય છે પણ એમણે પાછળ રાખેલી જ્ઞાનદાનીની સુવાસ કયારેય ઊડી જતી નથી.

નાની વિગતોથી પણ માનવસંબંધની મીઠાશ જળવાય છે. તમે જેની સાથે સંબંધમાં આવતા હો એની સાથેનાં વાકયોમાં જો તમે ચમકાર મૂકો, એ ભાષામાં તમે માનવઘડતરની ઇજનેરીને છુપાવી રાખો તો તમારા સંસર્ગમાં આવેલો એ માણસ, એનાં ઘડતર માટે કાળજી રાખતો થઈ જશે.

અવળે માર્ગે જતા આદમીઓ ભલે આજે દુનિયાને પોતાની કરવાના મનસૂબા ઘડે પણ જેઓનો માર્ગ અવળો છે, જેઓનું વાહન ભ્રષ્ટ છે, જેમનો ઘાટ સ્વાર્થનો છે એ માણસો ઇતિહાસની એક ઘડીએ થંભી જવાના છે. એમને થંભાવશે, માનવતાનો પક્ષ. એમના કદમને રોકી પાડશે, જીવનનાં શ્રીમંત તત્વો.

એટલે આજે દેખીતી રીતે માણસાઈની કિંમત ભલે ઓછી લાગતી હોય પણ એની કિંમતની જાણ આજે નહિ કાલે થશે.

માણસાઈ એ તો એવો ઝરો છે કે એનાં પાણીને રોકી શકાશે નહિ. એની આડે પાળ બાંધનારાઓની પરવા કર્યા વિના એ પ્રવાહ આગળ ને આગળ જતો જ હશે.

તમારા નાનામાં નાના ગુણોને તમે એક ફૂલવાડી જેવા સમજજો. એ ફૂલવાડીની માલણ છે, જિંદગી. એ માલણ મારફત તમે સૌને ગજરો પહોંચાડવા પ્રયત્ન કરજો. તમે જો ફૂલનો ગજરો મોકલશો, તો તમને સામો કોઈ કાંટાનો ભારો મોકલશે નહિ અને ધારો કે એમ બને તોયે એક દિવસ એ કાંટા તમારા ફૂલ સામે લાજી મરશે.

માનવસંબંધની માળા ગૂંથવામાં તમે સફળ થશો તો તમારા મિત્રોને પણ એ માળાને આગળ લઈ જવામાં રસ આવશે અને આ રીતે તમારા સંબંધો સુગંધી બની જશે.

આ માટે તમારા મૃદુ અવાજથી માંડીને, તમારી મૃદુ જીવનશૈલીની જરૂર પડશે.

એક કામ હાથ પર લીધા પછી એનું પૂર્ણવિરામ આવે નહિ ત્યાં સુધી એની ફરિયાદ કર્યા કરશો નહિ. જો કાર્ય તમારા મગજને દુઃખાવો આપનારું હોય તો એનો યોગ્ય નિકાલ લાવી દેજો.

તમારા મંડળમાં તમે છો માટે અજવાળું છે એ સાવ સાચી વાત હોય તો પણ એ અજવાળાની જાહેરાત તમે કર્યા કરશો નહિ.

તમારા સહવાસને કારણે કોઈ ઊંચે જાય ત્યારે વારે-વારે તમે આંગળી ચીંધી કહ્યા કરશો નહિ, "મારે લીધે."

તમે બોલશો નહિ પણ તમારી ખાનદાની બોલ્યા વિના રહેશે નહિ.

ખાનદાની એટલે મોટરમાં ફરવું, રાચરચીલાની વચ્ચે બેસવું, રેડિયો સાંભળવો, ચહાના પ્યાલાઓ ફેરવવા, સાહ્યબીને બોલતી રાખવી—ના, આ બધાનો સરવાળો એટલે ખાનદાની નહિ.

ખાનદાની કોઇ ગરીબ ઘરમાં પણ વસવાટ કરતી હોય છે. ખાનદાની મનમાં વસતી હોય, સંસ્કારોની ફોરમ માર-ફત ઊડતી હોય, માનવસંબંધની ખુશબુથી એ બોલતી હોય તો એ ખરી ખાનદાની છે.

## ૨
# સસ્તી કીર્તિ

એક માણુસે કીર્તિ મેળવવાની તજવીજ કરી, કીર્તિ મેળવવા માટે એને ઉતાવળ આવી ગઈ હતી. એણે અખતરા કર્યા હતા પણ અમુક પરિણામ ધારી લઈને અખતરામાં પણ એણે ઉતાવળ કરી હતી.

અમુક પ્રકારની સામગ્રી સાથે રાખવાથી માણસ હવામાં ઊડી શકે છે એ એનો અખતરો હતો. જ્યારે વિમાનો શોધાયાં નહોતાં, જ્યારે વિજ્ઞાનનો વિકાસ થયો નહોતો ત્યારે હવામાં ઊડવાની વાત કરનારો પુરુષ કોઈ ચમત્કારની વાત કરી રહ્યો હતો એમ સૌને લાગેલું.

એ માણુસ સૂપડા જેવી પાંખ લઈને ઊંચા પર્વત પર ગયો. એની પાછળ માનવમેદની ઉપડી. હજારો માણુસોએ ઊડનારા માનવીનો જયજયકાર કર્યો.

ટોચ પર એ આદમી પહોંચ્યો, ત્યાં એણે એની 'પાંખ' લગાડી, કીર્તિ કમાવાને હવે જરાય વાર નહોતી એમ માન્યા પછી પણ એણે ભારે ઉતાવળ કરી. સિદ્ધિ આવ્યા પહેલાં એના વિચાર માત્રથી એ અથરો થઈ ગયો.

ટોચ પરથી એણે પડતું મૂક્યું—જનતા સ્તબ્ધ થઈ ગઈ. એણે હાથ ફફડાવ્યા. પાંખ જેવું કામ આપનારી બનાવટી પાંખો ચલાવી પણ એ પાંખ નિષ્ફળ નીવડી. ધબ

દઈને એ આદમી જમીન પર પછડાયો અને એનો જીવ નીકળી ગયો.

થોડાં વરસો પછી બીજા એક આદમીએ આ રીતે ઊડવાનો અખતરો કરવાની યોજના કરી. જનતાને પ્રથમથી એણે ખબર આપ્યા નહિ. એણે પાંખ બનાવી, એટલું જ નહિ પણ થોડી થોડી ઊંચાઈ એથી એ પાંખ સાથે નીચે આવવા લાગ્યો.

કશી પણ ઉતાવળ કર્યા વિના એણે એની પાંખને મજબૂત કરી. એની પાંખ બરાબર કામ આપે એવી કરી.

પોતાના ઘરની અંદર એણે ખૂબ ઊંચેથી ત્યાર પછી પડતું મૂક્યું ને એને વાંધો આવ્યો નહિ. પછી જનતાને એણે જાણ કરી.

અને એ જનતાના જયનાદો વચ્ચે પહાડ પર ગયો. ટોચ પરથી એણે ઝંપલાવ્યું. જનતા સ્તબ્ધ થઈ અને પંખીની માફક એની પાંખ કામ કરવા લાગી. આસ્તેથી જમીન પર એ જીવતો જાગતો ઊતરી પડયો.

જનતાએ હર્ષનાદો કર્યા. અને ‘ ગ્લાઇડર ’ નો આ રીતે પહેલો સફળ અખતરો આકાર પામ્યો.

પહેલો ઊડનારો માણસ એની સિદ્ધિ પહેલાં ખતમ થઈ ગયો. કારણ ? યોજનાને પરિપક્વ કર્યા વિના ભૂસકો મારવાની ઉતાવળ. કીર્તિ કમાઇ જવાની ઉતાવળ. ઝળકતા પરિણામની વધુ પડતી આશા. વિગતો પ્રત્યેની બેપરવાઈ.

બીજા માણસની યોજના ‘ પાંખાળી ’ બની; ઉપરાંત

જગતને 'ગ્લાઈડર'ની ભેટ મળી, અને ત્યાર પછી વિમાનની ભેટ મળી. એણે એના અખતરાને પૂરેપૂરા ચકાસી જોયા હતા, એણે ભૂલ ન કરવાની પૂરેપૂરી તૈયારી રાખી હતી. એણે જોખમની સામેના વ્યવહારુ મુદ્દાઓ હાથમાં રાખ્યા હતા.

ખાનગીમાં ભૂસકાઓ મારી એણે અનેકવાર એ પ્રકારના સંજોગોમાં માનસ કેવું કામ કરે એનો ક્યાસ લીધો હતો અને આખરની કટોકટીની ક્ષણ વખતે શાંતિ રાખી હતી.

એટલે એ ઊડી શક્યો.

કોઈ પણ કાર્યને 'ચાલતું' રાખવું હોય તો ખોટી ઉતાવળ ક્યારે ય કામ લાગતી નથી. આપણે ઝડપી પરિણામો માગનારા બની ગયા છીએ. વેગ અને ઉતાવળમાં મોટો ફેર છે. વેગ જરૂરી છે, ઉતાવળ જરૂરી નથી.

તમે આજે જે કામમાં ગૂંથાયા એનું આજ સાંજે જ પરિણામ માગો તો તમને નિરાશા જ મળે. આવી નિરાશાનો રોજ સરવાળો થયા કરે એટલે તમારા કામમાંથી તમારું મન ચાલ્યું જવાનું.

ઘોડાની શરતમાં પહેલેથી ઊતાવળ કરીને જે અસવાર ઘોડાને પહેલો કરે છે એ ઘોડા સિવાયનો બીજો ઘોડો વિજયસ્તંભ આગળ દોડી જાય છે. કારણ કે વિજયી ઘોડાનો અસવાર કટોકટીને વખતે એની અસવારીનો યોગ્ય ઉપયોગ કરે છે અને એની અસર જાનવર પર પડે છે.

"આ માણુસ લાખ્ખો કમાઈ ગયો" આ એક વાક્ય

સાંભળી તમને એવી લાગણી થઈ આવે છે કે તમે ય શા માટે એકદમ પૈસા ન બનાવો ?

પણ યોજના એ નર્યો સટ્ટો નથી. અરે! સટ્ટો કરનારાઓ પણ યોજના કરી જાણે છે તો તેમને લાભ થયાના દાખલા છે.

ઉતાવળને કારણે આપણે જીવનનું હુકમનું પાનું ખોટી ક્ષણે ઊતરી જઈએ છીએ, ને બાજી ગુમાવી બેસીએ છીએ.

કેટલાક માણસોને ચોક્કસ સ્ટેશને ઊતરવાનું હોય છે. તેમને બરાબર માહિતી હોય છે કે અમુક સ્ટેશનો પછી એમનું એ સ્ટેશન આવે છે. અમુક કલાકો પછી એ સ્ટેશન આવે છે.

તો ય આ માણસો બીજા ઉતારુઓને પૂછયા જ કરશે.

"હવે પછી કયું સ્ટેશન ? કેટલો વખત લાગશે ?"

આ પ્રકારનું માનસ આગગાડીની અંદર ભલે રહેતું. કારણ કે મિલન અંગેના ઉશ્કેરાટનું પણ આ પરિણામ હોય. પરંતુ દરેક બાબતમાં આ માનસ કામ લાગશે નહિ.

"પાંચ મહિના ઑફિસમાં થઈ ગયા પણ મારો ઉદ્ધાર મને દેખાતો નથી."

પાંચ મહિનાની અંદર ઉદ્ધારને હિંચકે બેસવાની ઉતાવળ, પાંચ વરસે પણ આવો હિંચકો એના ભણી ખેંચી લાવતી નથી.

હિસાબ જરૂર રાખો, તમારા કાર્યની વિગતોનો, તમારી સિદ્ધિઓનો, તમારા પરિશ્રમનાં બિન્દુઓનો.

હિસાબ જરૂર રાખો, તમે બીજાઓને ઉપયોગી થયા હો એનો. તમે તમારા કાર્યથી સંસ્થાને નિર્ભય બનાવી હોય તેનો.

ખોટી ઉતાવળ માનવીના શ્વાસને અદ્ધર રાખે છે.

ખોટી ઉતાવળ કરી હોત તો ભારતના મહાનમાં મહાન ગણિતશાસ્ત્રી ભાસ્કરાનંદે શુન્યની શોધ કરી ન હોત. એ શુન્ય શોધતાં એમને વરસો લાગ્યાં હતાં. જગતનું ગણિતશાસ્ત્ર આ શુન્યથી શ્રીમંત બન્યું છે. એ હકીકત આજે જગતના અન્ય ગણિતશાસ્ત્રીઓ કહે છે.

વરસોની મહેનત, દિવસ રાતનો પુરુષાર્થ, ક્ષણેક્ષણે જાગૃત રહેતું માનસ, પરિપકવ કાર્યપદ્ધતિ, અનુભવનું દોહન, સમતોલપણાનો ટેકો—આ બધાથી કાર્યનો સૂરજ ઊગે છે અને એ સૂરજ તપતો રહે છે.

## ૩
## માનસની છબી

સુખ દુઃખને કવિઓએ કવિતામાં ગૂંથ્યું છે, ફિલસૂફોએ એના પર વિચાર કરી એનો ઘાટ રજૂ કર્યો છે, સંસારીઓએ અનુભવની કેડી પર જઈ સુખ દુઃખ સમજવાની સરળતા બતાવી છે.

આર્થિક બેહાલીને કારણે દુ:ખ ઊભું થાય છે એ તો દુ:ખની સૌથી સીધી છબી છે. સશક્ત આદમીની સામે નબળો માનવી દુ:ખી થાય છે એ પણ સમજાય તેવી અવસ્થા છે. મૂર્ખ માણસ હેરાન થાય છે એનાથી હેરત પામી શકાતું નથી.

પણ દુનિયા જેમને 'નસીબદાર' કહી કલ્પનામાં ઊંચકે છે એવા માનવીઓ પણ દુ:ખમાં ડૂબેલા હોય છે એનો ખ્યાલ કરવો જરા કઠિન છે. જેઓએ એવાં ચળકતાં નસીબની ઝાંખી છબી નિહાળી છે તેઓ જ એનું યોગ્ય વર્ણન કરી શકે છે.

ખરી વાત તો એ છે કે જ્યાં જ્યાં માનવજીવન છે, ત્યાં ત્યાં વ્યથા છે. વ્યથાની છબીઓ જુદી જુદી હોય છે. માણસ ભૂખ્યો હોય તો તરત જ તમે રોટીની વાત કરી એ માણસના પ્રશ્નનો નિકાલ લાવી દેશો પણ એ ભૂખ્યો ન હોય તરસ્યો ન હોય, એ તો જીવનની લીલીછમ ડાળ ઉપર બેઠા હોય પછી તમે એની પાસેથી કયા મોઢે વ્યથા માગશો ?

કશા પણ સીધા કારણ વિના જેનો જીવ બળ્યા કરતો હોય, કશા જોખમ વિના જેને ડર લાગ્યા કરતો હોય, એવા જીવની તસવીર તમે જાણો છો ?

એક સ્ત્રીની જોએલી કથા કહું. એના પરથી તમને માનવજીવનના આ પ્રશ્નનો કાંઈક ખ્યાલ આવશે.

એક સ્ત્રી છે. એની કાનની બે બુટ્ટી હીરાથી ઝગમગી ઊઠે છે, એનું મુખ કહે છે કે એ તંદુરસ્ત છે. એની રીત-

ભાત સમજાવે છે કે, એને કોઈ આર્થિક આફત નડતી જ નથી. એ સ્ત્રીમાં શક્તિ છે એમ પણ સમજાય છે.

પણ એના હોઠ સ્મિતનું ફૂલ વેરતા વેરતા રહી જાય છે. એ હજી જાણતી નથી. એની આંખમાં કોઈ બીક પેસી ગઈ છે. ચહેરો રૂપાળો છે પણ એ રૂપ તો ચહેરો જરા હસતો થાય, ચહેરો જરા હળવો થાય તો છલકી શકે છે. રૂપને પણ એના હોઠે બાંધી રાખ્યું છે. રૂપ છે, પણ એના પ્રવાહને રોકી દેવામાં આવ્યો છે, રૂપ થીજી ગએલું છે.

આવી સ્ત્રીને નિંદર આવે છે, ત્યારે એને સપનાં આવે છે, એણે જે કાંઇ કેદ કર્યું છે એ 'બધું' સપનામાં મૂક્તિ પામે છે અને એ સ્ત્રી ફુવારાની અંદર પાણી નાચી ઊઠે તેમ નાચી ઊઠે છે. એની ઊર્મિનો એ ઘા કરવા માંડે છે. સંયમ, ચીડ, બીક—બધાં રસ્તે પડી જાય છે.

એ સ્ત્રીનું સપનું એના જીવતા જીવનની તસવીરને સાવ ભૂંસી નાખે છે. રોજ એ જે જાતનું સખ્તાઈ ભરેલું જીવન ગાળે છે, રોજ એ જે વ્યથા અનુભવે છે એ વ્યથાની પાંખડીમાંથી એની નિંદરનું ભ્રમર બનીને ઊડવા લાગે છે.

સપનામાં ગુમાવી દીધેલા જીવનરંગો એ હાથ કરતી જાય છે પણ બરાબર સિધ્ધિની પળ આવે એ પહેલાં જ એનું શમણું પણ તૂટી પડે છે ને એને ઠઠ્ઠાનું હાસ્ય સંભળાય છે. કારણ કે એ સ્ત્રીના મનમાં ડર પેસી ગયો છે એટલે શમણું પણ અધૂરું જ રહી જાય છે.

જેઓ એક જિંદગીમાં અનેક જિંદગીઓ જીવે છે, જેઓ ખરા ઉમળકાને ઠેલીને પોતામાં ન હોય એવા ઉમ-

ળકાની માવજત કરે છે, જેઓ જૂઠાણુંઓ જીવ્યા કરે છે, એમની નિંદરમાં જે સપનાંઓ આવે છે એ એમના માનસની વાત સમજાવનારાં હોય છે.

બાળપણમાં તમને કોઈ મોટો ઘા પડ્યો હોય અને શરીર પર એનો ડાઘ રહી જાય છે એ જ રીતે માનસ પણ એના પર પડેલા ડાઘને જાળવી રાખે છે અને અવારનવાર એની જાણ કરાવે છે.

જીવનમાં તમે છોળ મારવા માગતા હો, તમે સુંદર કાર્યનો ઘાટ ઘડવા માગતા હો પણ એમ કરતાં તમે જો એવો વિચાર કરો કે બીજાઓ એ ઘાટ જાણી જશે, અને બીકથી તમે તમારા ઘાટને અધૂરો રાખો તો તમારામાં એક પ્રકારનો વસવસો પેસી જશે અને તમારી સિદ્ધિઓની આડો એ આવ્યા જ કરશે.

તમારું સ્વાસ્થ્ય તમે ગુમાવી દેશો અને તમારાં ઝરણાં પછી તો સ્વપ્નામાં જ વહેતાં થશે. તમારા હૃદયની અંદર તમે વિરોધ સંઘરી રાખશો, તમારા કાર્ય અને વિચારના વિરોધ તરીકે જ તમે જીવન જીવશો તો તમારી શક્તિની લીલી વાડી એક દિવસ સૂકાઈ જશે. તમારા અંતર સાથે તમે છેતરપીંડીની રમત રમશો તો તમારું માનસ જ એક દિવસ તમારી દુશ્મનાવટ કરશે, તમને એ ભીંસી નાખશે.

આવા દ્વિમુખી જીવનશાસનથી આઘા જ પડી જજો.

એ પ્રકારની હાલત તમે ધારો કે ઊભી કરી હોય તો હિંમત રાખી એનો ફેંસલો લાવી દેજો. એ પછી તમે જે બળ મેળવશો એ બળવાન બનવા માટેનો માત્ર અભિનય નહિ હોય.

આપણી પોતાની લાગણીઓને સામસામી ભટકાવી આપણે મનની અંદર નાટક ન ભજવીએ તો સારું કારણ કે માણસ એવા નાટકના બધા જ પડદા ઓળખે છે, એ બધા પ્રસંગોથી પરિચિત છે.

આ પ્રકારનું કેટલાક જીવન જીવે છે એ કારણે જ તેઓ દુ:ખી હોય છે. તેઓને જગત 'નસીબદાર' તરીકે ઓળખતું હોય છે, તેઓની આર્થિક આબાદીથી દુનિયા તેમને સુખી કહેતી હોય છે, પણ તેઓ તેમની જ વ્યથાના પિંજરામાં પુરાએલા રહે છે.

એવા માનવીઓની આવી તસવીર બરાબર તમે તમારી સામે રાખજો અને સુખદુ:ખની વાત કરો અથવા સુખ–દુ:ખની વાત સાંભળો ત્યારે તરત જ સુખી માણસોને જુદા તારવી લેવાની ઉતાવળ કરતા નહિ. માનસની છબી ઓળખતાં શીખશો તો તમે તમારા જીવનમાં અનેરા રંગ પૂરી શકશો.

४

# અવાજનો આલાપ — વાર્તાલાપનો ધ્વનિ

શબ્દ-સંગીત માત્ર કવિઓની કવિતા માટે જ છે એમ જેઓ માને છે તેઓને આ શબ્દ-સંગીતના અન્ય વહેણની જાણ નથી.

કવિતાને શબ્દસંગીત ધ્વનિનું રૂપ આપે છે એ જ રીતે વાર્તાલાપની ગૂંથણી પણ શબ્દસંગીત ચાહતી હોય છે.

આપણા જીવનના વ્યવહારોમાં વાર્તાલાપ કેટલી અગત્યની ભૂમિકા ભજવે છે એનો નિરાંતે બેસીને કેટલાયે ખ્યાલ કર્યો છે?

વાર્તાલાપની ખૂબીઓ જેઓએ માણી છે અને બીજા-ઓને એ અવાજની ઉજાણી કરાવી છે તેઓનાં નામ કદાચ કોઇ કિતાબમાં પ્રગટ નહિ થયાં હોય પણ એ અવાજ, સાંભળનારાઓનાં અંતરમાં લખાઈ ચૂકયો હશે જ.

વાર્તાલાપની કલા પ્રત્યેની બેદરકારી ઠેરઠેર અનુભવ-વામાં આવે છે.

શબ્દને એની પોતાની અસર હોય છે. વિચાર કર્યા વિના શબ્દને ફેંકવામાં આવે છે તો એનું માઠું પરિણામ શબ્દ બોલનારને જ ભોગવવું પડે છે.

વાર્તાલાપની ખૂબી એમાં છે કે ધારી ક્ષણે આટોપાઈ

જવો જોઈએ. લાંબાં વાક્યો, અને ધ્વનિ વિનાના શબ્દો વાર્તાલાપના કાળજાંને રુંધી નાખે છે.

એટલે શબ્દોની પસંદગી યોગ્ય થવી જોઈએ એટલું જ નહિ પણ યોગ્ય ક્ષણે યોગ્ય શૈલી ઝબકાવવી જોઈએ.

વાક્યની રજૂઆત, અવાજની અદા, સ્પષ્ટ ઉચ્ચાર અને મોકા પ્રમાણેનું અવાજનું વધલું ઘટવું—એક બીજાની વચ્ચે મૈત્રિ બાંધવામાં અગત્યનો ભાગ ભજવે છે.

વાર્તાલાપનો ખરો કલાકાર તો ખંડ પ્રમાણે એની વાતને શણગારે છે. સમય પ્રમાણે એ એના શબ્દો ગૂંથે છે.

સવારના વાત કરવાની હોય તો તાઝગીવાળા શબ્દો એ પસંદ કરે છે. ઉઘડતાં ફૂલનાં જેવાં વાક્યો એ ગોઠવી આપે છે. સ્નાન કરીને જે સ્વચ્છતા સાંપડે છે એવો મિજાજ એ એના વાર્તાલાપમાંથી જગાડી જાય છે.

બપોર પછીના વાર્તાલાપનાં વહેણ જુદી જાતનાં હોય છે. ત્યારે શબ્દો જરા ધીરેધીરે સરકે છે. મગજને વધુ તકલીફ પડે એવાં વાક્યો ત્યારે કામનાં નથી.

પણ સાંજ પડતી જાય, સૂરજ 'કાલે મળીશ' એવું વચન આપી અસ્ત થઈ જાય ત્યારપછીના વાર્તાલાપનો રંગ ઘેરો બનવો જોઈએ. આકાશના રંગ જેવો નવોનોખો આકાર એણે લેવો જોઈએ.

રાત્રિ! વાર્તાલાપ માટે એ એવો સમય છે કે કવિઓ સાંભળતા રહે એવી શબ્દોની વીણા છેડી શકાય. ત્યારે કરૂણ શબ્દો આવી પડે. દીવાની જેમ વાત કરવાની શૈલી

ટમટમ્યા કરે. સેજ પરનાં ફૂલની જેમ–વિષયની સેજ પર શબ્દોનાં ફૂલો ઉભરાતાં રહે.

મિત્રોએ વાર્તાલાપનો આનંદ લૂંટવો હોય તો રાત્રિ માગી લેવી. વ્યાપાર અને કામધંધા માટે વાર્તાલાપ કરવો હોય તો ખાસ કરીને સવારના દસથી બાર સુધીનો સમય માગી લેવો.

ઘરની અંદર કોઈ યોજના કરવી હોય તો સવારનો સમય પસંદ કરવો.

વાતાવરણ અને વાર્તાલાપને ગાઢ સંબંધ હોય એ ભૂલવા જેવું નથી.

આપણાં જૂનાં ઘરોમાં વહેલી સવારે મોટેરાંઓ પૂજામાં બેસતાં ઘીના દીવાઓ થતા, ધૂપના ગોટા ઊડતા, ફૂલની વાસ ટહેલતી, ચંદનના છાંટા ઊડતા, ઘંટડીનો ધ્વનિ જાગતો–અને આ વાતાવરણ ઘરની અંદર એક પ્રકારની અંતરની તાઝગી ઊભી કરી દેતું. પરિણામે વાતો ઉપર પણ એ વાતાવરણની અસર પડતી.

કેટલાક માણસો જીવનનાં ઊંચાણ દેખી શકતા નથી કારણ કે તેમની જીભ તેમની દુશ્મનાવટ કરતી હોય છે. પોતાના ઉકળાટને તેઓ જીભદ્વારા પ્રગટ કરે છે. જગત આખું તેમનું વેરી હોય એ રીતનાં વાકયો બહાર પડે છે.

પરિણામ એ આવે છે કે તેઓ પોતાના અવાજના શ્રવણમાં જ પડી રહે છે.

એક માણસ બીજા માણસ સાથે પ્રથમ સંબંધ બાંધે છે–શબ્દથી.

પુરુષ અને સ્ત્રી પ્રથમ શબ્દની ગોઠડી સાધે છે.

વાર્તાલાપ કરવાનો ઈજારો સાહિત્યકારોનો છે એમ માનવાની જરાય જરૂર નથી. વાર્તાલાપની કળા સંસારીઓએ સાધી લેવી જોઈએ.

કારણ કે વાર્તાલાપ એ તો સહુ કોઈનું એક હથિયાર છે.

બળવાન વાર્તાલાપ સામા માનવીમાં વિશ્વાસ પેદા કરે છે; નાનામાં નાની પ્રવૃત્તિમાં પણ વાર્તાલાપ કાંઈ ને કાંઈ ભૂમિકા ભજવતો હોય છે જ.

વાર્તાલાપના કલાકારે સ્વાભાવિક શૈલીમાં વાર્તાલાપની રજૂઆત કરવી જોઈએ.

તમે પોતે ધ્યાન રાખશો અને નિશ્ચય કરશો કે તમે જે કાંઈ બોલો છો એની પાછળ તમારું ચિંતન છે તો મારી ખાત્રી છે કે તમને પોતાને વાર્તાલાપની કલા ખીલવવાનો શોખ થશે.

દિવસ પૂરો થયા પછી તમે વિચાર કરજો કે તમે એ દિવસે કોને કોને મળ્યા, એમની સાથે કેવા શબ્દો વાપરી વાત કરી, સામા માણસે કેવા શબ્દો કહ્યા – આ પ્રકારની રોજની તમે મગજમાં નોંધ કરશો તો તમને પોતાને જ સમજાશે, શબ્દની કિંમત.

તમારા વાર્તાલાપમાં ખૂબી હશે તો તમારી જ વાણી તમને કોઈ મોટામાં મોટી ભેટ આપી જશે.

૨

## ૫
## જીવનનો શણગાર

ઘોંઘાટ, ઉશ્કેરાટ, અવાજો પળે પળે બનાવો બનવા જોઈએ એ માટેની લાગણી—આજના માનવીઓનું આ માનસિક ભાણું છે.

પણ મુંબઈની પરાંઓની ટ્રેનમાંથી જેમ માથા પર મૂકી ભાણુંઓ ચાલ્યાં આવે છે એ રીતે માનસ માટેની કોઈ માગણી કરવી વ્યાજબી નથી.

ઉશ્કેરાટ, ઘોંઘાટ અને તીણા તમતમતા બનાવોનો શોખ મગજ પર જે ચાઠાં પાડે છે એના પર વીંજણો નાખવાનું કામ પણ મુશ્કેલ પડે છે.

એટલે એ સિવાયની ક્ષણો પણ માણસને જીવતાં આવડવી જોઈએ.

આજનો માણસ એકલો પડે છે ત્યારે એ મૂંઝાઈ જાય છે. એને સમજ પડતી નથી કે એ એના એકાંતને કઈ રીતે ઓળંગશે. પણ એકાંત એ કોઈ માનવીનું દુશ્મન નથી.

એકાંત જેઓ જીરવી શકતા નથી તેઓના માનસ ખીલેલાં નથી એમ એક રીતે કહી શકાય.

એકાંત એ પણ એક લેવા જેવો અનુભવ છે. એવી

અવસ્થામાં તમારા ચિંતનને તમારા સાથી બનાવવું જોઇએ.

આપણે એકાંતનો સ્વાદ ભૂલી ગયા છીએ કારણ કે કુદરતની નકશીમાં આપણે ક્યારે ય રસ લીધો નથી.

તમને જ એક હું સવાલ પૂછું, તમારા ઘરની અંદર તમે એકલા બેઠા હો તે વખતે ચકલી તમારા ઘરની અંદર આવી કેવી કહાણી રચી જાય છે એનો તમને ખ્યાલ છે?

એ ચકલી સંવનન કરે છે, એ ચકલી સામા પક્ષમાં વઢવાડ ઊભી કરે છે, ચકલાઓ સામસામા અફળાય છે અને ભયાનક યુદ્ધ થાય છે.

જિતાએલો નર નારીનું ઘર માંડે છે. સંસાર ચલાવે છે અને બચ્ચાં ઊભાં થઈ જાય છે.

આ સંસાર તમારા ઘરસંસારની અંદર જ રચાતો હોય છે પણ તમે એ વિષે ક્યાં કાંઇ જાણો છો?

એકાંત તો તમને બક્ષીસ જેવું લાગશે.

તમારી બારીમાંથી તમે તમારી નજરને બહાર મોકલી છે? કદાચ તમારે આંગણે કોઈ છોડ ઊગેલો હશે અને એના પર ચિતારાનાં સ્વપ્ના જેવું કોઈ પતંગિયું ઊતરી આવ્યું હશે. તમે એ રંગોને નયનની અંદર ભીડ્યા છે?

હા, એટલું ખરૂં કે તમે એકાંતને શરમાવનારું બનાવી શકો છો. તમે એને વેડફી નાખી શકો છો.

એકાંતમાં બેસી તમે કોઈ અસ્વચ્છ વિચારને પંપાળશો તો તમને એકાંત ક્યારે ય જોઇએ તેવી યારી નહિ આપે.

એકાંતમાં બેસી તમે તમારા એકલાના વિકાસનો જ નહિ, જગતની કલ્યાણયાત્રાનો વિચાર કરજો.

એકાંતે અનેકને ફિલસૂફો બનાવ્યા છે. પોતાના મસ્તકથી જેઓ વિચાર કરે છે તેઓને એકાંતે વિચાર કરતાં શીખવ્યું છે.

એકાંતને તમે તમારો ઉસ્તાદ બનાવો.

કોઈ મહાન પ્રશ્નો ઉપર જ એકાંતમાં વિચાર ચલાવો એમ નથી કહેતો. પણ તમારો અંતર્યામી તમારા ચિંતનને સાંભળે એવી રીતે વિચાર કરો.

તમારા મનમાં ભૂતકાળ રમતો હોય તો એને રમવા દો. વર્તમાન દ્વારે આવે તો એને ય આવવા દો અને ભાવિ દરવાજો ખખડાવે તો એને પણ મળવાની હા કહો.

સમૂહ સાથે સરખી રીતે જીવવા માટે એકાંતનો આશ્રય લેજો.

ઘરની અંદર એકાંત મળવું ઘણાને માટે મુશ્કેલ છે કારણ કે એક બે ઓરડીમાં રહેનારાઓને એકાંત ક્યાંથી મળે ?

પણ એકાંત મેળવવા તમે કોઈવાર બહાર નીકળી પડજો.

કોઈવાર વરસાદની પ્રવાહી દોરી વાજિંત્રની તાંત બની વાગતી હોય તો એ સાજ સાંભળજો.

સરોવર સાવ એકલું હોય છે, હંસ એના પર તરે છે ત્યારે સરોવરમાં જીવ આવે છે.

પણ હંસ વિના સરોવર એકલું પડે છે ત્યારે ય એનાં પાણી ગંદા થતાં નથી.

પાણી એનો ધર્મ સમજી ગયાં છે; જળ જાણી ગયાં છે કે નિર્મળતા એ તેમનો ગુણ છે.

હંસ ભલે સરોવરનો જીવ હોય, એકાંતમાં ય સરોવર એનું રૂપ ગુમાવતું નથી

એટલે તમે તમારી એકલવાયી ક્ષણોને બરાબર શણગારજો.

ઉમદા વિચારથી એ ક્ષણોને ઉજવજો.

## ૬
## છોકરો ને ઘૂઘરો

છોકરું ઘૂઘરે રમતું નથી. આ એક વાકય તમને અનેકવાર સાંભળવાનું મળ્યું હશે. લગભગ ઘણાખરાને આ વાકય બોલવાની વરસોથી આદત પડી ગઈ છે અને એ જ રીતે આ વાકય ડાબા કાન પર સાંભળી જમણા કાનથી કાઢી મૂકવાની આદત પણ બરાબર કેળવવામાં આવી છે.

જે પ્રવૃત્તિમાં પૈસા ન મળે એ પ્રવૃત્તિની સામે આ વાકય ફેંકવામાં આવે છે. દરેકેદરેક કામ છોકરાંને ઘૂઘરે રમાડવા માટેનું ન હોઇ શકે.

જીવનની દરેકેદરેક પળ પાસેથી આપણે પૈસા પડાવવાની વૃત્તિ કેળવવી ન જોઈએ. આવેલી ક્ષણને વેડફી ન નાખવી એ કહેવું બરાબર છે પણ જીવનની દરેક ક્ષણ એ કોઈ હાટડી નથી.

જે માનવીઓ રાત જાગી ચિંતન કરતા, વિચારો વ્યવસ્થિત કરતા, અને એ વિચારોને વહેતા મૂકતા એમનાં પોતાનાં છોકરાં કદાચ ઘૂઘરે નહિ રમ્યાં હોય પણ એમણે જગતનાં છોકરાંઓને જરૂર ઘૂઘરે રમાડ્યાં છે. તેઓએ વ્યવસ્થિત વિચારો આપી બીજાઓના મગજનાં 'બાવાં' સ્વચ્છ કરી આપ્યાં છે. પરિણામે બીજાઓ વધુ સાહસો કરી શકયા છે, યોજનાને શાસ્ત્રીય રીતે આંબી શકયા છે અને છોકરાંઓને ઘૂઘરે રમાડી શકયા છે.

વિચાર કરનારને કેટલીકવાર ધન મળતું નથી. પણ એ વિચારનો તરજૂમો કરનારને ઘણીવાર પુષ્કળ ધન મળે છે. દુનિયાની આ તો એક જાણીતી વાત છે.

ફિલસૂફોનાં નામ જગતના હોઠ પરથી હેઠાં ઉતર્યાં નથી પણ ફિલસૂફોનો સંસાર તો અનેકવાર અંધારામાં જ આથમી ગયો છે.

વિચાર ઝીલનારું આખું જગત હોય છે પણ નવો વિચાર આપનારી વ્યક્તિ ગણતરીની જ હોય છે.

પોતાની મેળે જેઓ વિચારને સંપૂર્ણ આકાર આપી શકતા નથી તેઓએ પરાયો સમૃદ્ધ વિચાર લેતાં જરાય શરમાવું જોઈએ નહિ. કારણ કે વિચાર લીધા પછી એને

અમલમાં જે રીતે મૂકાય એના પર એના ફાલનો આધાર રહે છે. આ રીત દરેક વ્યક્તિની નિરાળી જ રહેવાની. એટલે એક વિચારનો તરજુમો દરેકના આચરણમાં જુદો જુદો જ થવાનો.

તમે કોઈવાર તમારા શોખની પ્રવૃત્તિમાં ગૂંથાએલા હો અને તમને કોઈ કહે કે એથી છોકરું ઘૂઘરે નહિ રમે તો તમે જરા ય તમારા શોખને ઝાંખપ લાગવા દેતા નહિ. ઉમદા પ્રકારનો કોઈ પણ વસ્તુ માટેનો શોખ જીવનના દીવાને તેજ રાખે છે. જીવનનો ઉત્સાહ પૂરો પાડે છે.

કોઈ મહાન સંગીતકારનું સંગીત સાંભળવા પાછળ કલાકો આપી દેવા પડે અને એના અંતે તમને કોઈ કહે કે એમાં ફાયદો શું થયો ? તો તમે એ શ્રીયુતને એમ જરૂર કહી શકો છો કે તમે તમારા મનની તિજોરીમાં સૂરનાં જવાહરો ભરી લાવ્યા છો. તમે એમ પણ કહી શકો છો કે, છોકરાં ઘૂઘરે રમે એવી મગજની શક્તિ તમે મેળવી આવ્યા છો.

કલાના સંપર્કથી મન ધોવાઈને ચોકખું થઈ જાય છે. પરિણામે મસ્તકમાં એક પ્રકારની તાઝગી આવે છે અને આવું મસ્તક કોઈપણ પ્રવૃત્તિને, કોઈપણ ધંધાને વધુ ચળકાટ આપે છે.

જે માણસો ચોવીસે કલાક છોકરાંને ઘૂઘરે રમાડવા માટે કામકાજ કરે છે, મગજ રોકે છે એ માણસોના છોક-

રાના હાથમાં માત્ર ઘૂઘરાજ નાચે છે. જીવન જંગ ખેલવા માટે તેઓ છોકરાંઓને સમશેર આપી જતા નથી.

ગુજરાતનો વીર નર્મદ ગરીબીમાં મરી ગયો પણ એના જીવનને ગરીબ ન કહી શકાય. એણે કલમથી સામાજિક જીવનની શુદ્ધી પોકારી. એણે બળવાન વિચારોના મિનારા ઊભા કરી દીધા. એ 'વિચારમિનાર'ને નર્મદ ગુજરાતને અર્પણ કરતો ગયો. ગુજરાતનાં છોરુઓને એણે ઘૂઘરે જરૂર રમાડ્યાં !

પણ નર્મદને જરૂર ત્યારે કોઈએ ટોકયો હશે. કોઈએ એને કહ્યું હશે કે એ હવામાં બાચકા ભરતો હતો. કોઈએ એના ઉમળકાને હણી નાખ્યો હશે.

છોકરાં માટેનો ઘૂઘરો એવા એકલા વારસામાં આપણે ગૌરવ ન લઈ શકીએ. કેટલીક વાર તો વડિલો ઝોળી મૂકી ગયા હોય એ પણ ગૌરવ લેવા જેવો વારસો લાગે.

એક મહાન પંડિતની કથા યાદ આવે છે. એ પંડિત જ્યારે શાસ્ત્રાર્થ કરતા ત્યારે સભા થંભી જતી. પંડિતજીના ચરણ આગળ મોટા મોટા માણસો ઝૂકી પડતા. રાજા મહારાજાઓ પણ એ ચરણ આગળ બેસતા.

એ પંડિતનું અચાનક મૃત્યુ થયું; એમની સ્મશાનયાત્રા ભવ્ય થઈ. ફૂલના હારોથી દેવલોક પામેલા પંડિતની પાલખી છલકાઈ ગઈ. અબિલ ચંદનનો વરસાદ વરસી રહ્યો. ભજનોની ઝૂક બોલી રહી.

પંડિતનો પુત્ર દીવા પાછળ અંધારાની કહેવતને માટે જ લગભગ જન્મ્યો હતો એમ કહી શકાય.

સ્મશાનયાત્રા અને બીજી ક્રિયાઓ પૂરી થઈ ગયા પછી પંડિતનો એ પુત્ર પંડિતજીના ખાનગી પટારા ભણી ધસ્યો.

હીરા, મોતી, માણેક સોનું–એના ઝગારા જોવા એ પટારા ભણી ગયો.

પુત્રે પટારા ખોલ્યો. એમાં હતું માત્ર ગીતાનું એક પુસ્તક. પુસ્તકની અંદરના એક નાનકડા કાગળ પર લખ્યું હતું:

"મારો આ વારસો હું મારા પુત્રને સોંપતો જાઉં છું."

પુત્રના પર આની અસર પડી. જેના ચરણમાં અનેક જણ લેટતા હતા એ માણસને સંઘરવા જેવું કાંઈ લાગ્યું હતું તો એ ગીતા હતી.

બ્રાહ્મણના દીકરાને માટે આનાથી મોટો વારસો કયો હોઈ શકે?

છોકરાં ઘૂઘરે નહિ રમે એમ કહેનારને આ પંડિતના વારસાની વાત કરજો.

એના પર એની જરૂર અસર પડશે.

## ૭
# અબોલ આગેવાન

રણઝણાટ. જગતે આજે રણઝણાટને ઓળખીને એની આગળ ખોળો પાથર્યો છે અને જગતને નવીનોખી શોધો સાંપડી છે.

રણઝણાટ એટલે કે ધ્વનિ. એ એક પ્રકારની છબી છે એમ કહેવામાં આવે તો તમને નવાઈ લાગશે પણ બોલપટની અંદર ધ્વનિની છબી લેવામાં આવે છે.

ધ્વનિમાં જે શક્તિ છે. એ શકિતનું તમામ સ્વરૂપ હજુ ઓળખવું બાકી પડયું છે.

આરોગ્યના નિષ્ણાતો આજે કબૂલ કરે છે કે અમુક પ્રકારના સૂરથી માનવીના લોહીના વેગમાં ફેરફાર થઈ જાય છે.

ભારતનાં સંગીતશાસ્ત્રમાં તો એવા દાખલાઓ પણ રજૂ કરવામાં આવ્યા છે કે જેને કારણે માની શકાય કે સંગીત માંદગીને દૂર કરી શકે છે.

આમ ધ્વનિને એનો રણઝણાટ છે એમ તો કહેવાયું છે જ, પણ આજે કેટલાય વૈજ્ઞાનિકો એમ પણ કહી રહ્યા છે કે માનવી સાવ મૂંગો રહે, તોય એના વિચાર બોલતા રહે છે.

એટલે કે મગજની અંદર ઉપસતા મૂંગા વિચારને પણ એનો પોતાનો રણકો હોય છે. એ રણકો આપણને

ખબર પડે એ રીતે સાંભળી શકાતો નથી પણ એનામાં શક્તિ ભરી છે.

બળવાન વિચાર સામા માણસ ઉપર પરિણામની છાપ પાડી શકે છે. સામા માણસના અંતરમાં બળવાન વિચાર પડઘો જગાવે છે અને એ રણઝણાટથી જગતમાં અજાયબીઓ ઊભી થઈ છે.

એટલે મસ્તક શરીરની અંદર અતિ મહત્વની ભૂમિકા ભજવે છે એ ભૂલશો નહિ.

કોઈ શક્તિશાળી માણસ વિચાર કરે છે, સાવ ઓછું બોલે છે અને એની જબરી અસર પડે છે. કારણ કે વિચાર એક પ્રકારનો આકાર છે અને એ નજરે ન પડતો આકાર બીજાઓનાં મગજનો બરાબર કબજો લઈ શકે છે.

જે વિચાર સ્વાર્થી હોય છે એની ઝણઝણાટી જરા હલકા પ્રકારની હોય છે એટલે સામા મન પર એની એટલી અસર પડતી નથી.

શક્તિશાળી મગજમાંથી જે વિચાર ઉદ્‌ભવે છે, એ વિચારને વજનદાર શબ્દો મળી જાય છે અને એ વજનદાર શબ્દો માનવીને આકર્ષક બનાવે છે.

એટલું જ નહિ, એને આગેવાન બનાવે છે.

નબળાં મગજમાં બળવાન વિચારો ઘર કરી શક્તા નથી. હાથી હાથીખાનામાં સારો લાગે, મોટરઘરમાં નહિ. હંસ સરોવર પર સુંદર લાગે, ખાબોચીઆ પર નહિ. મોર લીલી નાઘેરમાં યોગ્ય લાગે, વેરાનમાં નહિ.

તમે કોઈવાર એવું વાક્ય સાંભળ્યું હશે કે કોઇ શક્તિ-શાળી માણસ એક વિચારને વાચા આપે છે ત્યારે એને સાંભળનારું આખુંય મંડળ એનાથી હેરત પામી જાય છે.

આ ક્રિયા કોઈ અકસ્માત નથી. આ ક્રિયા જણાવી જાય છે કે વિચારમાં ધ્વનિ છે. અને ધ્વનિ એક પ્રકારની છબી છે. એ છબી બરાબર ચમકે છે તો એનો સ્વીકાર થાય છે.

આજે તે રેડિયોની શોધે સમજાવી દીધું છે કે આકા-શમાં પહોંચતો કંપ, એને એનું અલાયદું જીવન હોય છે. એ રણઝણાટ, એ આંદોલનો આગળ જો વિજ્ઞાન એનો ખોળો પાથરે છે તો જગતના કાન પર જાતજાતના અવાજો અફળાય છે.

તમે બોલો છો એમાંથી ધ્વનિનાં આંદોલન ઊભાં થાય છે અને એ સ્વરમોજાં આછાં થઇને આકાશમાં જાય છે.

પણ એ મોજાંની બરાબર બરદાસ્ત થઈ શકે તો એનું રૂપ આપણે હાથ કરી શકીએ.

વિચાર એ મૂંગો નેતા છે. વિચારમાં કૌવત હોય તો એ ઊંચા આસન પર બેસી શકે છે અને વિચાર હીણો હોય તો એ નબળું આંદોલન ઊભું કરે છે.

તમારા મગજની છબી તમારી ભાષાથી પારખી શકાશે.

એટલે તમો એવા વિચાર કરજો કે તમારી ભાષાને ક્યારેય ભૂખે મરવું પડે નહિ. તમે એવું ચિંતન કરજો કે તમારા શબ્દ માટેના હોઠ તરસ્યા રહે નહિ.

૮

# આંસુને ઓળખો

સંગીતકાર કહે છે: "મારું ગળ્યું ગળું હું ગુમાવું એ પહેલાં જિંદગી! તું મને તારાથી જુદો પાડી દેજે."

ફિલસૂફ કહે છે: "જે દિવસે હું મારી વિચાર કરવાની શક્તિ ખોઈ બેસું એ દિવસે મારું મૃત્યુ આવી ગયું એમ સમજજો."

વેપારી કહે છે: "જે દિવસથી મારી કમાણી બંધ થઈ જાય એ દિવસથી મને મારા વેપારમાં રસ નહિ આવે એવો હું એકરાર કરું છું."

રૂપવતી કહે છે: "મારું રૂપ ઊડી જાય એ ક્ષણથી મને જીવન ખારું લાગવાનું છે એની ખાત્રી આપું છું."

કોઈ મહાન ચળવળ કરનાર કહે છે: "જે દિવસે મારી ચળવળની સિદ્ધિ આકાર પામે, હું માગતો હતો એવી પરિસ્થિતિ આવી જાય, એ દિવસથી મારી ભૂમિકા પૂરી થઈ જવાની છે એનો હું તમને બરાબર ખ્યાલ આપું છું."

ઉપદેશક કહે છે: "જગત આખું સુધરી જાય તે દિવસે મારો જનાજો નીકળવાનો છે એનું મને ભાન છે."

જુવાન કહે છે: "જે દિવસે મારી સામેથી સાહસ ખસી જાય એ દિવસથી મને મારી જુવાનીમાં રસ નહિ હોય."

પોતાની સિદ્ધિ માટે દરેકને લાગણી હોય છે. જગતમાં સાહિત્ય, કલા, કારીગરી, વ્યાપાર, ઉદ્યોગો, ખેતીવાડી તમામ ખીલ્યાં છે એની પાછળ એ દરેક ક્ષેત્રમાં ઝંપલાવતી વ્યક્તિનું, એ ક્ષેત્ર માટેનું હેત હોય છે.

હેત કર્યા વિના કોઇ કામનું હૈયું મળતું નથી. દિલ્લગી એ માત્ર સ્ત્રી અને પુરુષના હૃદય–મિલાપ માટેનો જ શબ્દ નથી.

આકાશની અદાથી આદમી એના ક્ષેત્રમાં એની સિદ્ધિનું છોગું ફરકાવવા મથામણ કરતો હોય છે,

છોગું ફરકાવવા માટેની તમન્ના જેમનામાં જાગતી નથી તેમને છોગું જ જણાવી દે છે: "હું શું કરું? તમારે જ ઝળકવું નથી એમાં વાંક મારો કે તમારો?"

કદાચ તમને એમ લાગશે કે છોગું તો કોઇકને માટે જ હોય છે. તમારી આ વાત કબૂલ કર્યા પછી હું તમને પૂછું છું, કે એ કોઇક એટલે તમે પોતે શા માટે નહિ?

તમે બાળકને રીખતાં જોયું છે? એ બાળકનું રીખવું તમને એક નવી જ પ્રેરણા આપી જશે. રીખતાં પહેલાં બાળક કેટલીયે વાર ઊથલી પડે છે. પણ બાળકના નાના મગજમાં પણ રીખવા માટેની તમન્ના જાગે છે.

બાળક હાથ લંબાવે છે, પગ લંબાવે છે, પડી જાય છે, બેઠું થાય છે, જરા રીએ છે; થાકી જાય છે તોયે હાથ પગ લંબાવે છે અને પછી તો ઓરડામાં એ 'ચારે પગે' રીખવા લાગે છે.

એ જ રીતે એ ચાલતાં શીખે છે; પણ બાળકનો પગ સ્થિર થાય એ પહેલાં અનેકવાર એ પડી જાય છે. એકવાર પગ ટકે છે એટલે એનામાં વિશ્વાસ આવી જાય છે અને આ આત્મવિશ્વાસને કારણે બાળક રીતસર ચાલવા લાગે છે.

બાળકની આ આખી ક્રિયા તમને સમજાવી શકશે કે બાળક ચાલતું થયું કારણ કે એ માટેની એનામાં હોંશ જાગી.

તમારા ક્ષેત્રમાં તમે ઝળકી શકતા નથી. કારણ કે એ ક્ષેત્રમાં તમે સાચી રીતે રીખ્યા પણ નથી. એ ક્ષેત્રમાં તમે તમારો પગ મજબૂત કર્યો નથી. એ માટે તમે તમન્ના કેળવી નથી.

બાળક ચાલતાં ઝડપથી શીખે છે. કારણ પડી જવાનો ભય એના નાના મગજમાં ઊગ્યો હોતો નથી.

આનો અર્થ એવો નથી કે તમારે બાળકનું એકલું મગજ મેળવવું પણ આનો અર્થ એવો છે કે બાળક જો ચાલવા માટેનું "છોગું" મેળવી શકયું તો તમે પ્રયાસ કરીને તમારા ક્ષેત્રમાં દોડવાનું છોગું શા માટે મેળવી ન શકો ?

સંગીતકારને જેમ એના સાજ વિના ચેન પડતું નથી એમ તમને તમારી સિદ્ધિ માટેના વાહન વિના ચેન પડવું જોઈએ નહિ.

સંગીતકાર જેટલી કાળજીથી એના સાજને જાળવે

છે અને એ સાજને છેડી સંગીત ઊભું કરે છે એ જ આયોજનથી તમારે તમારા ક્ષેત્રના સંગીતને છેડવું જોઇએ.

તમારી આ માવજત બરાબર હશે તો સહુને તમારી સિદ્ધિનો સ્વીકાર કરવો જ પડશે.

તમારા માર્ગ પર જતાં ક્યારેક તમારી આંખમાં આંસુ આવશે પણ ભીની આંખ લઈ કેટલાયે માનવીઓએ જગતને હસતુ કર્યું છે.

ભીની આંખ એ તમારી ખાનગી 'મિલ્કત' છે. તમારી હસતી આંખ, એ તમારી જાહેર શાખા છે.

આંખમાંથી આંસુ જમીન પર પડી વેડફાય જાય એના કરતાં આંખનાં આંસુ અંતરમાં સમાવા દેજો. અંતર પાસે એ અશ્રુ જાળવી રાખવાની શક્તિ હોય છે.

એ અંતરમાં સંઘરાએલું અશ્રુ કોઈ દિવસ તમને જ કામ લાગશે એ કારણે તમે તમારી સિદ્ધિને ચમકાવી શકશો.

એક સાધુનો કિસ્સો યાદ આવે છે. સાંજ પડી હતી. આકાશમાંથી સૂરજ ચાલી ગયો હતો. ગામડાની સીમમાં એ સ્વામી ચાલતા હતા.

થોડા સમય પછી ખેડૂતોને સાધુએ સામા આવતા જોયા. એક ખેડૂત મરી ગયો હતો. એને બાળવા માટે બીજા ખેડૂતો એને ઊપાડી રહ્યા હતા.

સાધુની નજર મરેલા ખેડૂત પર પડી. સાધુથી બોલાઈ જવાયું.

"કેમ ભાઈઓ! આના પર કફન કેમ નથી ?"

ખેડૂતોએ જવાબ દીધો: "સાધુજી, કફન કાઢવું ક્યાંથી? કફનનાં નાણું લાવવાં ક્યાંથી? એ બોલી સાંભળી સાધુની આંખમાં આંસુ બાઝયાં પણ એ આંસુ સાધુએ રોકીને જમીન પર પાડયાં નહિ.

સાધુએ એ આંસુને અંતરમાં જાળવી રાખ્યાં. જે ખેડૂતો પરસેવો પાડી જગતને જીવતું રાખતા હતા એ ખેડૂતની લાશ કફન વિના બળવા જાય? સાધુએ નિશ્ચય કર્યો કે ખેડૂતોનું કલ્યાણ કરવાનો કોઈ માર્ગ તેઓ શોધશે.

એમણે ખેડૂતનાં નામનાં ભગવાં પહેરી લીધાં. ખેડૂતની સેવા પાછળ જીવન વિતાવવાના એમણે શપથ લીધા.

કારણ? કારણ એ કે એમણે આંસુ પાડી એમના અંતરને છેતર્યું નહિ. આંસુ પાડી કરુણતાને મરી જવા દીધી નહિ. આંસુ પાડી જીવનની વાસ્તવિકતાને ખોવાવા દીધી નહિ.

આંસુ તમને મળે તો આવા સાધુના જેવા પ્રસંગોને યાદ કરજો. તો આંસુ તમને વધુ ઊંચે જવાની પ્રેરણા આપશે. એમને એમ આંખની અંદર સૂકવી નાખી તમે આંસુને નકામા કરી નાખતા નહિ.

# ૯

# મકાન અને મન

ઘર તૂટયાં છે. ભીંતોમાં તડ પડી છે. ઘરવખરી તણાઈ ગઈ છે. તૂટેલાં ઘર ફરી બંધાશે. ભીંતની તડ ફરી બૂરાશે. ઘરવખરી ફરી હાથ કરી શકાશે.

પણ આજે મનનાં ઘર તૂટી રહ્યાં છે, એનું દુઃખ છે. આજે ઘરની ભીંતો સાજી છે પણ ઘરની અંદરના સંબંધો માંદા પડયા છે, એની વ્યથા છે.

પતિનું દિલ ઘરની બહાર ઊડી રહ્યું છે અને પત્નીની આંખમાં કંકાસનાં આંસુ આવી રહ્યાં છે.

કારણ કે બંને જાણું ભૂલી ગયાં છે, ઘૂંટડો ગળી જવાની કલા. બનાવટ બંનેને હેરાન કરી રહી છે. સ્વાભાવિક જીવનને બદલે કૃત્રિમ જીવનનો ઝળકાટ સંસારને આંટી રહ્યો છે.

પતિ પુસ્તક વાંચે છે, રૂપેરી પરદો ઊકેલે છે અને એની કલ્પનામાં ચળકાટની વાટકી લઈ જીવનસંગાથી જાગતી થાય છે. એની આંખ આગળ ધુમ્મસ વળે છે. એ કલ્પનાને રીઝવવા જાય છે પરંતુ વાસ્તવિકતા સામી મળતાં એ નિરાશ થાય છે, નિરાશાનું પરિણામ ઉકળાટમાં આવે છે અને ઘરનો આનંદ લૂંટાઈ જાય છે. એના કરતાં કલ્પનાને

ફૂગાવી સંસારની મિઠાશ જાળવવા માટે કલ્પનાનો ઉપયોગ થવો જોઈએ.

ઘરનાં બે જણાં યોગ્ય કારણસર ઝગડતાં હોય તો ભલે થોડું તોફાન જાગે અને વીજળી ઝબકે પણ ઘણી વાર નકામી વિગતો બે જણાંનાં દિલમાં ગાંઠ વાળી દે છે અને એમાંથી કાયમની કડવાશ જાગી જાય છે.

પછી બંને જણાં કાં તો નવલકથામાંથી, કાં તો બીજાઓના સુખદ અનુભવોમાંથી પોતપોતા માટે સુખદુઃખ વીણી લે છે.

પતિ અને પત્ની આ બે જણાં જ આ રીતે સહન કરે છે એમ માનશો નહિ. સંયુક્ત કુટુંબ હોય તો ઘરનાં બીજાં જણાં પણ વિચિત્ર પરિસ્થિતિ અનુભવે છે.

જેઓ મળેલું જીવન, મળેલા સંજોગોને સુધારી લે છે તેઓ વિરલા છે અને એવા વિરલાઓ સંસારમાં જરૂર જોવાના મળે છે.

તેઓ સમજી ગયા છે કે ગાજવીજની સામે ગાજવીજ કરવી એ જ ગાજવીજ દૂર કરવાનો ઈલાજ નથી.

ઘરનાં મોટેરાં ગુસ્સે થાય છે અને જુવાનો તરત જ ગુમ થાય છે. એમને મનાવવા માટેની અખબારોમાં જાહેરાતો પ્રસિદ્ધ થાય છે. અને ફરી જુવાન ઘણુંખરૂં ઘેર આવે છે. આ પહેલી તડ જીવનમાં ખારી સ્મૃતિ મૂકી જાય છે અને એની યાદ બંને પક્ષને ઘરની રીતભાતમાં કૃત્રિમ બનાવે છે.

આવી કરુણ હાલત ઊભી જ નથી થતી જો પહેલેથી બન્ને 'પક્ષ' સીધી વાત કરી લે છે તો.

એ વાત ભલે નાજૂક હોય, એ વાત કહેતાં ભલે સંકોચ થાય પણ પોતાના માણસ પાસે દિલની વાત કહી દેવી એનું પરિણામ રૂડું આવે છે.

મૌન એ એક ગુણ છે પણ આવી પરિસ્થિતિમાં મૌન એ નબળાઇ છે.

તમને નવાઈ લાગશે પણ જગતમાં કેટલીય કરુણતા જાગી છે કારણ કે બે જણાએ પેટછૂટી વાત કરી નથી.

પતિ અને પત્ની વચ્ચે ગેરસમજૂતીની ભયાનક દીવાલ ઊભી થઇ છે કારણ કે બન્નેએ સ્પષ્ટ વાત કરી હોતી નથી.

બોલાએલો શબ્દ ઘા પર મલમપટ્ટા કરી જાણે છે અને ખોટી ક્ષણે, ખોટા અવસરે બોલાએલો શબ્દ ઘાવ કરી જાણે છે.

સમય સમજી, પરિસ્થિતિ સમજી, સ્વભાવ સમજી શબ્દ ફેંકાવા જોઇએ અને એ શબ્દ પોકળ હોવો જોઇએ નહિ. એની પાછળ યોજનાની ઇમારત તૈયાર થએલી રહેવી જોઈએ.

માનવીની સુવાસિત રીતભાત એને દરજ્જો અપાવે છે. રીતભાતને નકામો સ્વાંગ સમજી ક્યારેય ફેંકી દેતા નહિ.

ઘરની અંદર રીતભાતની તાલિમ લીધી હશે તો દુનિયામાં તમારો ઝળકાટ તમે વધારી શકશો.

રીતભાત એ પણ એક પ્રકારની ઉચ્ચાર વિનાની બોલી છે. સામા માણસને એ જીતી લઈ શકે છે.

ચમકતાં નયન, હસતી આંખો, દર્દ દાખવતી આંખો, તેજસ્વી દ્રષ્ટિ, એ ય એક ભાષા છે. સ્ત્રીની જ નહિ, પુરુષની પણ.

મંડળીમાં બેઠા હો ત્યારે તમારો મુદ્દો સમજાવવા માટેનું તમારું આયોજન એ પણ એક જબાન છે.

સરસ રીતભાતથી મેદાન મારી શકાય છે. દુનિયામાં કેટલાયે નોકરી કરનારાઓ ઊંચા આવ્યા છે અને પછી નોકરી છોડી સ્વતંત્ર ધંધામાં પડયા છે કારણ કે એમને યોગ્ય ક્ષણે યોગ્ય વર્તનની ચાંપ દાબતાં આવડયું હતું. એમની રીતભાતે એમને ઉન્નતિની કેડી પર મૂકી દીધા હતા.

જીવનની નાની દેખાતી આ 'વસ્તુ'ને હવેથી તમે મોટી ગણજો. વિશાળ આકાશમાં તારાઓનાં વૃંદ નાનાં હોય છે, મોટા વસ્ત્રમાં તારાટીપકી નાનકડી હોય છે, રીત-ભાત એ જીવનની તારાટીપકી છે, સંસારના આકાશમાં એ ટમટમતા તારકો છે.

તમે આ નાનાં અજવાળાં મેળવી તમારી દુનિયાની અંધારી રાતોમાં ચાલી નીકળશો ત્યારપછી તમને સમજાશે, એ તેજની તાસીર; તમને ત્યારે ખબર પડશે કે તમારી આગળ ઘેરાતું અંધારું દૂર થયું હતું કારણ કે તમારી પાસે રીતભાતની ઉજળી બત્તી હતી.

## ૧૦
## શક્તિનાં ઘોડાપુર

મારા પર પત્રો આવે છે. એ પત્રોમાં કેટલીક વાતો પૂછવામાં આવે છે પણ એવા દરેક પત્રનો જુદો જવાબ હું લખતો નથી કારણ કે મારાં આ લખાણોમાં એક કે બીજી રીતે તેમને સંતોષ થાય એવા મુદ્દાઓ હું રજૂ કરું છું.

આવા છેલ્લા એક કાગળમાં આવી જાતના સવાલો ઉઠાવવામાં આવ્યા છે.

"પ્રગતિ માટેની મને પૂરેપૂરી તમન્ના છે પણ મારે તો હર ઘડીએ પીછેહઠ કરવી પડે છે. મારી પાસે કોઈ સાધન નથી, હું શેનો આશરો લઈ ઉપર જાઉં ? મને જે પગાર મળે છે એનો ઉલ્લેખ કરતાં મને શરમ આવે છે. મારી આવી હાલતમાં હું મારો ઉત્કર્ષ કેવી રીતે સાધી શકું."

પીછેહઠ એ કેટલીકવાર જીવન સંગ્રામનો વ્યૂહ હોઈ શકે છે. પીછેહઠ એ કેટલીકવાર આગેકદમ માટેનું 'વચન' બની શકે છે એટલે તમારે પીછેહઠ કરવી પડે છે એનાથી ડરી જતા નહિ. તમો કેવી રીતની પીછેહઠ કરો છો એના પર બધો આધાર છે. તમારા સ્વમાનને નીચું નમાવી જો તમે આમ કરતા હશો તો તમારું માન ફરી

હાથ કરવું મુશ્કેલ પડશે. સ્વમાનની તમારી ધાર તીક્ષ્ણ રાખજો અને એ ખાતર ખતરાઓમાંથી પસાર થવું પડે તો પાછા પડતા નહિ. તમારું સ્વમાન એ તમારા જીવનનો વાવટો છે. એને કોઈ ઉતારવા આવે તો એને રોકી દેજો.

સ્વમાન એ કોઈ અર્થ વિનાની મગરૂરી નથી. ગુલાબમાંથી રંગ લઈ લ્યો, ગુલાબની ખુમારી લઇ લ્યો પછી એ ગુલાબ પણ 'સ્વમાન' વિનાનું લાગશે. એની જગતને કિંમત નહિ હોય. સ્વમાનને હોડમાં મૂકી કયારેય દાવ ખેલતા નહિ. સ્વમાનનો તમારો પોતાનો ખ્યાલ નબળો હશે તો બીજાઓ તો તમારા સ્વમાનને ઠેબે મારશે.

એટલે તમારી પીછેહઠને વ્યવસ્થિત કરજો સ્વમાનની રક્ષા કરીને.

તમે કહો છો કે તમારી પાસે કોઈ સાધન નથી. કોઈનો આશરો તમારી પાસે છે એમ હું તમને કહું છું. એ સાધન એટલે તમારી પોતાની શક્તિ. બીજાઓની નહિ. તમારી જ શક્તિનો તમે આશ્રય લ્યો, શક્તિનાં પૂર રોકવાની કોઈનામાં શક્તિ નથી એની હું તમને ખાત્રી આપું છું.

તમારા પગારની વાત કરતાં તમે શરમાવ છો શા માટે? તમારો એ પગાર જીવનભર ટકવાનો છે એમ શા માટે માનો છો? તમે કહો છો કે તમારામાં ઉપર આવવાની તમન્ના છે; આ તમન્ના માત્ર 'ત્રણ અક્ષર'ની ન હોવી જોઇએ. એ તમન્નાનો તમારે તમારા જીવનની વિગ-

તોથી તરજુમો કરવો જોઈએ. હૃદયનો એ તરંગ બહાર ઉછળી આવવો જોઇએ અને તમારી નાની દુનિયાના કાંઠા પર એ તરંગ અફળાવો જોઈએ.

એ પછી તમારે તમારા પગાર વિષે શરમ અનુભવવાનું કારણ નહિ રહે.

ફેરી કરી જેઓ ઉપર આવ્યા છે, હોટેલનાં વાસણો માંજી જેઓ આગળ વધ્યા છે, એમની હાલત તો તમે તમારી હાલત જણાવો છો એના કરતાં ય ઘણી બધી બૂરી હતી.

એટલે તમારે તમારા આજના જીવન પાસે પૂર્ણવિરામ મૂકવાની ઉતાવળ કરવા જેવું નથી.

તમારી આવી હાલતમાં તમે તમારો ઉત્કર્ષ કેમ સાધી શકો એના જવાબમાં એટલું કહેવાનું કે ઉત્કર્ષ માટેનો તમારો ઉમળકો તમારી આ હાલતને જરૂર પલટાવશે.

તમને ખ્યાલ પણ નહિ હોય ત્યારે ઉત્કર્ષ તમને તેડું કરશે. તેવી ક્ષણ તમારે માટે આવવાની જ છે; એની વાટ જોવામાં સમય લાગે તો એથી અધીરા થઈ જતા નહિ. તમારે કોઈ ઉણપ ન રાખવી જોઈએ. એ પછી તમારી પરિસ્થિતિ પલટો ન લે તો તમને પોતાને તો તમારા પ્રયાસો અધૂરા ન લાગે !

અને હું પહેલાં જ જણાવી ગયો છું કે આપણે સહુ અખતરા કરીએ છીએ. અખતરાનો અર્થ એ કે કોઈ નિશ્ચિત પરિણામ હાથ લાગે. પણ અખતરો ય સાચી રીતનો હોવો જોઈએ. એની દિશા બરાબર હોવી જોઇએ.

તમારું ભાવિ મને ઉજ્વળ દેખાય છે એનું કારણ એ છે કે તમે તમારે વિષે વિચાર કરી શકો છો. તમારામાં તમન્ના છે. તમારી પીછેહઠની તમને સમજ છે.

તમારી વિષમ પરિસ્થિતિએ તમને ધુમ્મસમાં ઘેરી લીધા નથી. તમારી આંખને ઝાંખપ વળી નથી. તમારા મસ્તકને તમારા નાના પગારનો અંધારપછેડો અડક્યો નથી. ખાત્રી રાખજો કે તમે આગળ જવાના છો.

મારા મુદ્દાઓ તમને એકલાને નહિ, ઘણાઓને સ્પર્શે છે. એટલે મેં આંહીં એને ખાસ આકાર આપ્યો છે.

ઉમેદના તમારા ખીલતા પુષ્પને તમે પૂરેપૂરું ખીલવા દેજો. પછી તમારો ઉત્કર્ષ જ એ ફૂલ તોડવા આવશે.

તમારા દિલના બાગમાંથી એ ફૂલ જશે ત્યારે ફૂલ એનું સંભારણું રાખી જશે, તમારે માટે આવેલા ઊજળા દિવસોથી.

## ૧૧
# જીવનનો ધૂપ

ભગવાન આગળ સૌ કોઈ ધૂપ ધરે છે. પોતાના આદર્શ સમક્ષ કોઈક જીવનનો ધૂપ ધરે છે. પ્રશંસા એ એક પ્રકારની બોલીની ધૂપદાની છે અને એ ધૂપદાની પણ કેટલીકવાર જાદુ કરી જાણે છે.

ચિત્તો પણ જ્યારે શિકાર કરી આપે છે ત્યારે એનાં ગુણગાન કરવાં પડે છે. પાળેલાં જાનવરો ધાર્યું કામ કરે ત્યારે તેઓ શાબાશી માગતાં હોય છે.

તો પછી માનવીઓને પ્રશંસાનો બોલ મધ જેવો લાગે એ સ્વાભાવિક છે. જેમનામાં જીવ નથી તેમને પ્રશંસાની જરૂર રહેતી નથી.

પ્રશંસાની આ તરશ પાછળનો દિલનો ચિતાર તમે મેળવ્યો છે ?

એક જાણીતા ચિંતક જણાવે છે કે પ્રશંસાના ઉચ્ચારમાંથી માનવીને પોતાની સલામતી અને સુખસગવડનો શબ્દ સંભળાય છે.

એને એમ થાય છે કે, એની પ્રશંસા થાય છે કારણ કે એણે જે કાંઈ કર્યું છે એની અસર પડી છે અને એ અસર એનાથી ઊભી કરી શકાણી છે; એનો અર્થ એ કે

એની શક્તિ સાથે બીજાઓ સંમત થયા છે. એ સંમતિની પાછળ એની સલામતી આવેલી છે.

તમે કોઈપણ કાર્ય કરતા હો, એ કાર્યમાં તમને વધુ ક્યારે રસ આવે છે? જ્યારે તમારા કાનમાં યોગ્ય પ્રશંસા અફળાય છે ત્યારે. એ પછી કામ કરનારાના દિલમાં આત્મ-વિશ્વાસનો દીવો વધુ ઊજળો થઈ ઝગમગે છે. એને એમ થાય છે કે દુનિયાની અટપટી કેડી પર એ એનો પગ મજબૂત કરી શકયો છે.

આરસીમાં પ્રતિબિંબ પડે એ રીતે કાર્યની આરસીમાં કાર્યનું પ્રતિબિંબ પડે ત્યારે કામ કરનારાને સંતોષ થાય છે. ત્યારે એને એના પરસેવાનું રૂપ જોવાનું મળે છે. એટલે સાચી પ્રશંસા એ એના પસીનાનાં મોતીની માળા છે. એના સર્જનની એ સુવાસ છે.

પ્રશંસા કરનારે વિવેચક બનવું પડે છે. એમાં શબ્દોની યોગ્ય ગૂંથણી કરવી પડે છે. પ્રશંસાથી હાનિ થાય એ રીતે શબ્દો વેરાવા ન જોઈએ.

પ્રશંસાની સામે દોષ જોવાની ટેવને ત્રાજવામાં મૂકો. તમને સમજાશે કે જગતનાં કેટલાંક અનિષ્ટોનું મૂળ દોષ દેવાની રીતમાં સમાએલું છે.

કેટલાક માણસો ગુનેગાર બન્યા છે. કારણ કે એમનાં પર મનની મુલાયમ અવસ્થામાં દોષના ખારા ચાબખા પડયા છે. તેમનાં હૃદય પર સોળ્યું ઊઠી છે અને તેઓએ જીવનનો વસમો પંથ લઈ લીધો છે.

એજ રીતે એકલી પ્રશંસા માણુસોને મૂર્ખ બનાવી આપે છે. ઉમરાવોના પુત્રો કેટલીકવાર બેવકૂફ રહ્યા છે, કારણુ કે તેમને તારીફ સિવાયનું કાંઈ સાંભળવા જ મળ્યું નથી.

ખોટી તારીફ એક પ્રકારનું અફીણુ છે. એનું ઘેન માનવીના મસ્તકને ભમાવી દે છે. એ ઘેનની ગુલામી મોટામાં મોટા માણુસને પાયમાલ કરે છે. યોગ્ય પ્રશંસા એ સૂરજનાં કિરણુ જેવી છે પણુ અયોગ્ય ખુશામત એ અંધારી રાત છે. માનવીને એ ખોટે માર્ગે ચડાવી દે છે.

કડક વાસ માથાને દુઃખાવો આપે છે; અને મૃદુ સુવાસ દિલને ખુશ કરે છે. બંનેમાં વાસ છે. ફેર છે કડક તત્ત્વ અને મૃદુ તત્ત્વનો. પ્રશંસા અને વધુ પડતી અયોગ્ય તારીફ આ રીતે ઓળખાવાં જોઇએ.

બનાવટી તત્ત્વ ક્યારેય સાચકલું બની શકતું નથી. જીવનના વ્યવસાયો ઉપર બનાવટનાં જળ નાખવામાં આવે તો એ વ્યવસાયોની ફૂલવાડી ક્યારે ય ખીલતી નથી.

કવિઓએ ઊગતા સૂરજની પ્રશંસા કરી છે જ પણુ આથમતા સૂરજના રાતા રંગોની પણુ કવિએ કદર કરી છે. ગુલાબી ઉષાની તાજગી, એની તારીફ ભલે થાય. નમતી સાંજની લાલ આંખડી પર પણુ અનેકનાં મન ઢળ્યાં છે.

કારણુ કે ઉદયમાં જેમ રંગોની ગૂંથણી છે એમ સૂર્યાસ્તમાં પણુ રંગની ભભક છે એટલે પ્રશંસા એકલા ઊગતા ફૂલની જ નહિ પણુ કરમાતા ફૂલની પણુ હોઈ શકે છે.

વિવેચક સખ્ત થાય છે, જ્યારે સખ્ત થવાની એને કૃતિ ફરજ પાડે ત્યારે અને એ જ વિવેચક મૃદુ બને છે જ્યારે કૃતિ એને એમ કરવાની ફરજ પાડે ત્યારે.

તમારા કાન પર તમારા કાર્ય વિષે જે બોલી અફળાય એને બરાબર સમજીને, એમાંથી અમુક શબ્દો તારવીને તમે એ બોલીને તોળજો.

એમાંથી જો તમને બનાવટ સંભળાતી હોય તો તમે ભરમાયા વિના તમારી કેડી પર કદમ રાખી મૂકજો. તમારો માર્ગ તો રૂંધાશે નહિ.

## ૧૨
## કવિ અને મોદી

કવિએ આકાશના ચંદ્રમાને ચૂમનારી કવિતા લખી. ગણીને આકાશના બે પાંચ તારા કવિએ એની રચનામાં ગૂંથી લીધા. કવિની કલમ ચાલવા લાગી, રૂપને અડકવા લાગી, કાગળને બોલતો કરવા લાગી.

કલાકારે દર્દની દુનિયા જગાડી દીધી. જેઓએ સપનાં ગુમાવી દીધાં હતાં એ સપનાનાં સંભારણાં કલાકારે આપી દીધાં. કલાકારે અમર ક્ષણોની અંજલિ છાંટી.

કવિ અને કલાકારનાં પોપચાં કમળને બીડતાં રહ્યાં ત્યાં જ તેમની નજર મોદી પર પડી. મોદીના આંકડાં પર પડી.

અનાજ વિના કવિને ચાલે તેમ નહોતું. શિરામણ વિના કલાકારનું દિલ ધબકે તેમ નહોતું.

એટલે ગમે તેટલી નફરત છતાં માલ આપતા મોદીનું મહત્વ સહુને સ્વીકારવું પડયું.

અને આ મોદી એટલે જીવનની વાસ્તવિકતા અને એટલે કવિને માટે રળવાની આવશ્યકતા. કલાકાર માટે આંકડા ચૂકવવાની આવશ્યકતા.

અને આ જરૂરીઆત એટલે તમારી રળવા કમાવાની શક્તિ માટેનો સાદ. આ સાદ જેઓ બરાબર સાંભળતા નથી તેઓ હેરાન થયા જ કરતા હોય છે.

તેજીલી તરવાર જેનું અરમાન ઉતારી શકી નહોતી, સંગ્રામનો ઉછાળો જેમને ઉથલાવી શકયો નહોતો, કારાવાસ જેમના જુસ્સાને ભાંગી શકયો નહોતો, મોતની ધમકી જેમને તુચ્છ અવાજ લાગ્યો હતો, એ માલવપતિ મુંજને જ્યારે ભૂખ લાગી ત્યારે એણે તૈલપની નગરીની નારી પાસે ખાવાનું માગ્યું હતું.

મહારાણા પ્રતાપના જીવનમાં પણ ખોરાકની કરુણતાએ અગત્યનો ભાગ ભજવ્યો હતો.

આ પહેલી જરૂરીઆતના પ્રશ્ન આસપાસ જગતના ઉદ્યોગો, વેપારો, સાહસો, આંટા મારતાં રહ્યાં છે.

દરેકે દરેક જણ કાંઈ ને કાંઈ માગતો રહે છે જ. ગિરના નેસડામાં રહેતાં ગામડીઆઓને કોઈ શહેરની ચીજ

જોઈતી હોય છે. શહેરના કોઇ શોખીનને કલાનો નમૂનો હાથ કરવો ગમે છે. કવિને કાશ્મીરની રેલ્વે ટિકિટ જોઈતી હોય છે. કુંવારી સ્ત્રીને પતિ જોઈતો હોય છે. પાણીથી તૃપ્ત થએલા છોડને તડકો જોઈએ છે. બગીચાના ફૂલને રોવા માટે ઝાકળનું બિન્દુ જોઈએ છે. કોયલને મંજરી જોઈએ છે. સંસારીને સુખ જોઇએ છે.

આમ 'જોઇએ છે' એ માત્ર અખબારોમાં પ્રસિદ્ધ થતી જાહેરાતો જ નથી. જીવન પણ એવી માગણી કર્યા જ કરતું હોય છે.

પણ તમારી મનગમતી ચીજ મેળવવા માટે તમારે ચોક્કસ કિંમત આપવી પડે છે અને એ કિંમતના તમે અધિકારી બનો એ માટે તમારે કામ કરવું પડે છે, વેપાર કરવો પડે છે, નોકરી કરવી પડે છે.

તો પછી તમારા પરિશ્રમને શા માટે તમારા ભગવાન તરીકે તમે નથી જાણતા ?

ભગવાનની જેમ પરિશ્રમ તમને બદલો આપે છે. ભગવાનની જેમ પરિશ્રમ તમારા પર કૃપા કરે છે. ભગવાનની જેમ પરિશ્રમ તમને દૂધ ચોખા અર્પે છે.

સારવાર વિનાનો પરિશ્રમ અસરકારક બનતો નથી. તમે આંખો વીંચીને કામ કર્યા કરો એટલે તમે ઊંચા આવી જવાના નથી. તમારે તમારા કાર્યની એવી નકશી ઊભી કરવી જોઇએ કે વ્યાપારી એની માગણી કરે.

માગણી ઊભી કરશો નહિ ત્યાં સુધી તમારી કિંમત થશે નહિ. તમારી શક્તિ માગવામાં આવશે એનું કારણ, તમે નહિ હો પણ તમારી શક્તિ હશે. તમારી શક્તિ માગનારને વધુ લાભ કરનારી હશે.

આવા લાભ સિવાય માત્ર તમારા આકર્ષણમાં પડી જઈ તમારો ઉદ્ધાર કરવાનું કોઈને સૂઝશે નહિ.

છબીઘરની અંદર ઝબકતું ચિત્ર ધંધાની માગણીને કારણે વધુ સપ્તાહો દેખે છે. તમારો ચમકાર પણ એ રીતનો હશે તો જ એ ચમકાર તમને ફળદાયી નીવડશે.

તમારો વિકાસ સાધવાના શુદ્ધ હેતુથી તમે કોઇ પણ ધંધાદારી સંસ્થામાં જોડાવાના હશો તો તમારા એકલા એ વિકાસ આસપાસ કોઈની નજર નહિ રહે. તમારા વિકાસનો લાભ સંસ્થાને મળશે તો જ એને તમારામાં રસ હશે.

સ્વપ્નાં રચનારાઓ ધંધાદારી સંસ્થામાં જોડાય છે અને એમનાં સ્વપ્નાંને કારણે તેઓ હેરાન થાય છે.

આવા ખ્યાલોને દૂર રાખીને માનવીએ ધંધાનાં પગથિયાં એક પછી એક ચડવાં જોઈએ.

વૈરાગ્યની વાતો કરનારા ભલે એમ કહે કે માનવીએ કોઇ વસ્તુ માટે ઝંખના કરવી જોઈએ નહિ. પણ ઝંખના કરવી એ તો દરેક ઈન્સાનનો જન્મસિદ્ધ હક્ક છે.

'એક દિવસ હું પંખીઓ સાંભળતો હોઈશ. એક દિવસ હું સૂરજસ્નાન કરતો હોઈશ. એક દિવસ હું હીંચોળે હીંચકતો હોઈશ. એક દિવસ હું ગંગામાં નહાતો હોઈશ. એક દિવસ હું તાજમહાલમાં હોઈશ.'

આવી મનની તરશ લગભગ દરેકે દરેક માનવીને લાગે છે. જેવો માનવી એવી એની તરશ.

જનતાને પણ તરશ લાગતી હોય છે અને જેઓ જનતાની એ તરશ ટાઢી પાડે છે એમને જનતા વહાલા નામે યાદ કરે છે.

## ૧૩
## ઊર્મિ અને ગુલાબ

**મા**નવીની નજરમાં ફૂલ આવે છે ત્યારે શા માટે એનાં નયન નાચ કરવા માંડે છે? માનવીના હાથમાં ગુલાબનો ગોટો આવે છે ત્યારે શા માટે એનું દિલ થનગની ઊઠે છે? ગુલાબનો ગોટો કાંઈ એના ગજવામાં વધુ પૈસા નાખી જતો નથી, તો યે માનવીને એ "હિત" આપી જાય છે.

આજ રીતે જીવનના અનેક વ્યવસાયો લુખ્ખા લાગે છે, જો જીવનમાં ઊર્મિ જાગતી નથી તો! ઊર્મિ એ જીવનનું ફૂલ છે.

લાગણીવેડા અને ઊર્મિ એક નથી. લાગણીવેડા તો અસ્થિર મગજનું પરિણામ છે. લાગણીવેડા એ માનવીની નબળાઈ છે.

પણ ઊર્મિ માનવીના હૃદયનું મોંઘું ધન છે. ઊર્મિ માત્ર કવિતા અને ફૂલો આસપાસ જ ફરે છે એમ માની લેવાની જરૂર નથી.

તમારી પ્રવૃત્તિ ઊર્મિ સાથે ગુંથાઈ જાય છે તો એ પ્રવૃત્તિ ઝળકયા વિના રહેતી નથી.

વિદ્યાર્થી ઊર્મિ રાખી અભ્યાસ કરે છે તો એનો અભ્યાસ, પુસ્તકોનાં પાનાંની આગળ જાય છે.

વ્યાપાર કરનારો આદમી પણ વ્યાપારની ઊર્મિ કેળવી એના કદમ ઉપાડે છે તો વ્યાપાર પણ એક મહાન શિક્ષણ બની જાય છે.

સંસારી પણ ઊર્મિને જાળવી એના ઘરમાં જાય છે તો એને જીવનનો રંગ સાંપડી જાય છે.

હું એક વ્યક્તિને ઓળખું છું. આજે તો એમનું નામ વ્યાપારના ક્ષેત્રોમાં ફરતું થઈ ગયું છે. એ જ્યારે અંધારામાં હતા ત્યારથી હું એમને પિછાનું છું.

એમણે ફેરી કરી છે, અખબારો વેચ્યાં છે, હોટેલની અંદર ચાકરી કરી છે પણ એમણે ઊંચા આવવા માટેની ઊર્મિને ક્યારે ય તજી નથી.

એ જ્યારે હોટેલમાં કામ કરતા હતા ત્યારે હરીફાઈ જબરી હતી. ઘરાકો હાથ કરવા મુશ્કેલ હતા. આ બિરાદરે હોટલની અંદર કામજ ન કર્યું, ઘરાકોની સાથે એમણે વાતચીત કરવા માંડી, એક પ્રકારનો સંબંધ બાંધ્યો.

અને ઘરાક આવે કે તરત પૂછવા માંડ્યું.

" આપને બે અડાળી જોશે કે ત્રણ ? "

ઘરાક ત્રણ અડાળીની ના પાડે. બે અઢાળીની ના પાડે પણ એક અડાળી તો માગેજ ને !

આમ હોટલની ખાસ વાનગીને એ બિરાદરે આવા પ્રશ્નથી પ્રિય બનાવી દીધી.

બીજાઓ પૃછતા :

" આપને શું જોશે ? "

એટલે ઘરાકને વિચાર કરવાનો રહેતો અને એ વિચાર પછી હુકમ છૂટતો.

જ્યારે આ બિરાદરે ઘરાકને વિચાર કરવાની તક જ આપી નહિ. જે વાનગી પ્રિય બનાવવાની હતી એ વાનગીની જ એમણે વાત કરી અને આ નાનકડી રીતથી મોટામાં મોટી ફત્તેહ મેળવી.

પણ હોટલની અંદર જીવનભર કામ કરવાની એમને હોંશ નહોતી. એમણે તો હોટેલ ઘરની કરી. પછી હોટેલો લઈ એના પર દેખરેખ રાખી, પછી એ ધંધામાં કમાણી કરી, બીજા વ્યાપારમાં ઝંપલાવ્યું.

ઝંપલાવાનું કારણ એટલું જ કે એમને શોખ હતો એમને પોતાને ચકાસવાનો, એની પોતાની ઊર્મિને રમાડવાનો.

એ કહેતા:

" હું લપસી પડું એ માટે મારા પગ હેઠળ લપસણી

જમીન અવારનવાર “ગોઠવવામાં” આવી છે પણ હું ક્યારે ય લપસ્યો નથી. એટલું જ નહિ, મારી બેહાલી કરવાની ખ્વાહિશ રાખનારા જ ઘણીવાર લપસી ગયા છે, એમની જ જમીન પર–”

શક્તિ એમને એમ માનવીને મળી જતી નથી. શક્તિને રીઝવવી પડે છે. શકિત મેળવવા માટે મેદાન મેળવવું પડે છે અને મેદાન મેળવવા માટે સાહસ હાથ કરવું પડે છે.

જીવનને જેઓ ઊર્મિ આપી જાણે છે તેઓ જીવનનો મહિમા સમજે છે. નિરસ બનવામાં માનવી એના મનના ચોકને અન્યાય કરી બેસે છે. એ ચોકની અંદર રમવા આવતી લાગણીઓ, આ રીતે સુકાઈ જાય છે.

અશ્વ જેવી હણુહણુતી શકિત પણ માનવીને તાબે થઇ છે કારણ કે માનવી અશ્વની પીઠ પર બેસવાનું સાહસ ખેડી શકયો છે.

પીઠ પર બેઠા વિના સંજોગો જીતી શકાતા નથી.

કાગળ પરના આ ઠરેલ ઠંડા અક્ષરો વાંચી તમે એમ ને એમ બેસી રહેશો તો આ પ્રકારનું સાહિત્ય પણ તમારો જય પોકારી શકશે નહિ.

પણ તમે પ્રેરણા લેશો, જીવન જીવવાની ઊર્મિ કેળવશો તો એક દિવસ જરૂર એવો આવશે કે આ કટારોમાં જ તમારો ઉલ્લેખ કરવાની મને ફરજ પડશે.

હું માગું છું, આવા પ્રેમાળ વાંચકો. હું ચાહું છું, એમનો ઉત્કર્ષ.

એ ઉત્કર્ષ એમનાથી ભલે આઘો પડયો હોય. એ બન્નેને પાસે લાવવામાં મને સુખ છે.

ઊર્મિ ઊભી કરો, તમારે પોતાને સારૂ. પુસ્તકોની અંદર નાયકોનાં સાહસો વાંચી, જરૂર આનંદો પણ તમેય ક્યારેક એ પાનુ ઝડપી છલાંગ મારો. જરા જૂઓ તો ખરા! છલાંગ સિવાય તમારી પ્રવૃત્તિની નોંધ લેવાની આજની વ્યવસાયી દુનિયાને ફુરસદ નથી.

જે ઘડીએ તમે ઊંચા જાવ, ત્યારે જરૂર મને યાદ કરજો કારણ કે તમારી જીવનની ઊંચાઈ એ મારી ઊર્મિ છે.

## ૧૪
## મોરની કલગી

**ના**નું કામ પૂરું થાય છે કે તરત જ ‘હાશ’ કરી ઘરની અંદર બેસી જનારાઓ એમના ભવિષ્યના મોટા કામને આકાર લેતાં અટકાવે છે. ‘હાશ’ જીવનનું એક એવું પૂર્ણવિરામ છે કે એનાથી દૂર રહેવામાં સાર છે.

એક સાધનામાંથી બીજી સાધના જન્મ પામે છે. પહેલી સાધનાથી સંતોષનો ઘૂંટડો પી જનાર એની પોતાની જીવનવાડીને અધૂરી રાખે છે. સાધના એ કોઈ

બજારમાં મળતું રમકડું નથી. એને ચાવી દઇ દોડાવી શકાતી નથી. સાધના જીવતા જાગતા માનવીનો પુરુષાર્થ માગે છે, પરિશ્રમ માગે છે, જાગરણ માગે છે, જુસ્સો માગે છે, ગુલાબી તબિયત માગે છે.

સાધના જાતજાતના બુરખાઓ પહેરનારી છે. એ અંચલ એક પછી એક હટાવી સાધનાનું મલકતું મુખ જોવા માટે માત્ર પરિશ્રમ કામ લાગતો નથી. સિફત વિનાનો પરિશ્રમ એકલો પરસેવાનાં ટીપાંનો સરવાળો જ ગણી આપે છે.

ડગલો પહેરી, ટોપી મૂકી ગજવામાં એકાદો કાગળ રાખી, કાબેલ આદમી બજારમાં નીકળે છે અને એના લમણાની અંદર રહેલાં બજારની એકઠી થએલી સામગ્રી, વેપારનું શાસ્ત્ર, પોતાનાં પગલાંની ગણતરી, સાહસ, એ બધાંને એક એવી પળે ઝબકાવી દે છે કે એ આદમી બજારોને બોલતી રાખે છે.

આ આખી ક્રિયામાં પરિશ્રમ જરૂર છે પણ સાથે સિફત છે. યોગ્ય પળે કાર્યની ચાંપ દાબી વીજળી ઝબકાવાની એનામાં શક્તિ છે, નિર્ણય લઈ લેવાની એનામાં હિંમત છે.

કોઈ પણ ક્ષેત્રમાં આ રીતે સાધનાનો સાદ પાડી શકાય છે. એ સાદ પાછળ એક ઘાંટો જ જવાબદાર ન હોવો જોઈએ. તમામ શક્તિઓ એની પાછળ વસેલી હોવી જોઈએ.

આવી કેડી પર જનારાઓની ઉપર વાદળ તો તોળાતાં જ રહે છે. આ વાદળનો કાળો રંગ જોઈને કામ કરનારાએ તો માત્ર એટલો જ ખ્યાલ કરવાનો રહે છે કે એ કાળાં વાદળાં પણ ચોક્કસ સંજોગો વચ્ચે વરસી જાય છે. અને જે વાદળાંને આફતના પ્રતીક તરીકે ઓળખવામાં આવેલાં હોય છે એ વાદળમાંથી પાણીનું અમૃત ટપકે છે અને ધરતીને એ કાળાં વાદળાં હુસતી કરે છે.

આફત પાસેથી પણ આ પ્રકારનું 'અમૃત' પડાવી શકાય તેમ છે. જેઓ આફતને શિક્ષણ સમજે છે, જેઓ આફતને પડકાર આપવા લાયક લલકાર સમજે છે, જેઓ આફતને ચારિત્ર્ય ચોકખું કરનારી અવસ્થા તરીકે ઓળખે છે, એના પર આફત પણ કસોટી પછીની ક્ષણે આશીર્વાદ ઊતારે છે અને અમૃત નીતારે છે.

જેને તમે ગરીબ ગણો છો એવી બકરી–હિમાલયની બકરી, જ્યારે પહાડો ચડે છે, પહાડની આફતને ઓળંગે છે ત્યારે એના નાજૂક પગમાં તાકાત આવે છે, અને માણસો પણ બકરીની આગેવાની સ્વીકારી એની પાછળ પહાડ ઓળંગવામાં સલામતી સમજે છે.

તમારી નીચેની જમીન ધ્રૂજી ઊઠે તો જ તમારામાં પગ ઠેરવવાની તાકાત પેદા થાય છે. જમીનના આવા ધ્રૂજારા તો માગી લેજો.

ઉછેર હંમેશાં અઘરો છે. તમારા કાર્યનો ઉછેર–તમારે જ એની ખેવના કરવી પડે છે. ઉછેરનો અર્થ એ કે તમારા

કાર્યને તમારે કોઈ ક્ષણે લંબાવવું જોઇએ, કોઈ ક્ષણે એનું હાલરડું ગાવું જોઈએ, કોઈ ક્ષણે એના પર યોગ્ય રોષે ભરાવું જોઈએ; પણ એના પર તમારે વહાલ તો ઠલવ્યા જ કરવું જોઈએ.

કાર્યને 'પગભર' થતાં સમય લાગે છે એટલે કાર્યના ઉછેર દરમિયાન તમે અધિરા થઈ જાવ એ પણ નકામું છે.

એકવાર તમારા કાર્યને બળવાન બનાવો અને પછી તમે જોયા કરો. જ્યાં જ્યાં કાર્ય જશે ત્યાં ત્યાં માર્ગ થઈ જશે. કાર્યને એની ઓળખ આપતાં લાંબી વંશાવળી જાહેર કરવી પડતી નથી. "મારું નામ કાર્ય"–એનાથી જ એનો પરિચય સંપૂર્ણ બની જાય છે.

જિંદગીમાં કામ વિના ઝોલાં ખાનારાઓ આરામનો દ્રોહ કરે છે. આરામ પણ, તમારે 'કમાવી' જાણવો જોઈએ. એની મેળે આરામનો સ્વાદ તમને બોલાવે તો એમાં આરામનો સ્વાદ નથી રહેતો.

કલગી વિના મોર શોભતો નથી એમ કાર્ય વિના આરામ શોભતો નથી.

આરામ કરો, કાર્ય જ્યારે ભલામણ કરે ત્યારે. ઉલ્લાસ માણો, આંસુ જ્યારે ભલામણ કરે ત્યારે. સૂરજ માગો, અંધારું જ્યારે ભલામણ કરે ત્યારે.

જિંદગી સાથે પ્યાર કરજો પણ જિંદગીને તમારા પ્યારને કારણે પસ્તાવું ન પડે એની તજવીજ પહેલેથી કરી લેજો.

## ૧૫

## પસીનાની ચમક

મારી કદર થાય તો સારું. જગત મારા પસીનાની ચમક ઓળખે તો સારું. દેશ મારા પ્રયત્નો ભણી નજર નાખે તો રૂડું. આવાં વાક્યો કાર્ય કરનાર મનમાં ને મનમાં બોલ્યા કરતો હોય છે. સામા પક્ષ પાસેથી એ મોટી તાળી માગતો નથી પણ નાજૂક નમણી કદર તો જરૂર માગતો હોય છે.

આવી લાગણીનું મૂળ તમે શોધવા જશો તો તમને માનવપ્રગતિનો ઈતિહાસ જ હાથ લાગશે. સંસ્કૃતિની ઈમારત તમને હાથ લાગશે.

હા, એટલું ખરું કે બડાઈ મારનારાઓ કદર નથી પામતા. શુદ્ધ કામ કરનારને જ એ ઈનામ મળે છે.

આજે તો એ શ્રીમાન મોટા હોદ્દા પર છે પણ જ્યારે તેઓ ઈમારત ચણતરના કામકાજમાં ગૂંથાએલા હતા, ત્યારે એમને દિવસનો એક રૂપિયો મળતો.

એક રૂપિયાની સામે જોયા વિના એમણે તો ઇમારતની ઊંચાઈ ભણી જ જોયે રાખ્યું હતું. એ ઈજનેરીનું કાંઈ ભણ્યા નહોતા પણ અનુભવથી એમણે ઇજનેરીની તમામ વિગતો જાણી લીધી. જ્ઞાન મેળવી લીધું. ત્યાં સુધી

કે ઇજનેરીના નિષ્ણાતોની સમક્ષ અમુક પ્રકારની ઈમારત બંધાવવા માટેના ખર્ચનો હિસાબ માગવામાં આવ્યો ત્યારે તરત જ એ હિસાબ આપી દીધો.

એમના કાગળ પરના આંકડા ઇમારત પૂરી થયા પછી સાચા ઠરતા. એનું કારણ એ હતું કે એમણે પોતે અનુભવ લીધો હતો. પણ એમની આ વિદ્યા ખીલી હતી કારણ કે એમના ઉપરીએ એમની ખૂબ જ કદર કરી હતી.

એ કદરને કારણે એ વધુ ને વધુ આગળ વધ્યા હતા, પછી તો એમણે પોતે જ એ ધંધો શરુ કર્યો. લાખો કમાયા અને એમની જેમણે કદર કરી હતી એ 'ઉપરી'ને એમણે એમના ભાગીદાર બનાવ્યા.

ઘરની બહાર જ નહિ, ઘરની અંદર પણ સંસારમાં પત્ની કદર માગે છે. એ ઘર ચલાવવામાં જે પરિશ્રમ ઉઠાવે છે, જે કુશળતા વાપરે છે, જે રીતે રસોડું ચલાવે છે એ ક્રિયાના કાનમાં કદરનો શબ્દ મધ જેવો મીઠો લાગે છે.

"મહિનાનો ખર્ચનો વહીવટ તમે સરસ કર્યો છે."

"આ તમારું વસ્ત્ર–એના રંગની પસંદગી સરસ છે."

"રસોડામાંથી સરસ સુગંધ આવે છે. શું બની રહ્યું છે?"

આવાં વાક્ય કાગળ પર વાંચવાથી કદાચ સામાન્ય લાગશે પણ આવાં કદરનાં વાક્યો સંસારને સોનેરી બનાવે છે.

જીવનના નાનામાં નાના પ્રસંગો યાદગાર બને છે,

કદરને કારણે. અને જીવનના મોટામાં મોટા પ્રસંગો ફસડાઈ પડે છે, કદરહીન વલણને કારણે.

એક કચેરીના વ્યવસ્થાપક ખૂબ જ લોકપ્રિય બનવા પામ્યા છે, નહિ કે એઓ એમના માણસોને વધુ ને વધુ પૈસા આપે છે પણ તેઓ એમના માણસોના કામની કદર કરે છે.

" તમારા અક્ષર સુંદર છે. "

" ઓહો ? આટલા વખતમાં તમે હિસાબ લખી પણ નાખ્યો ? "

" આજે જરા આરામ કરો, તમારી શક્તિ મારે વેડફી નાખવી નથી. "

જેઓ મોટી પાયરીએ જાય છે તેમની પાસે તો કદરનાં ફૂલોનો સંઘરો રહેવો જ જોઇએ.

સમ્રાટોને કદરની જરૂર રહે છે અને ઘરકામદારને પણ કદરનો બોલ સાંભળવાની ઇચ્છા થાય છે.

પતિની કદરને કારણે ઘર ચલાવતી ઘરની રાણી ઘરના ઓરડા અને કબાટોની ચાવીઓવાળો ઝુડખો પાસે રાખે છે, એને બરાબર ખ્યાલ હોય છે કે અમુક ચાવી અમુક તાળાં માટેની છે.

ચાવીઓ ઓળખવાની આ શકિતને કારણે એ ઘરની અંદર ચપોચપ તાળાં ખોલે છે અને ધારી ચીજો મેળવે છે.

માનવીએ આ રીતે પ્રકૃતિનો ભુરખો સાથે રાખવા જોઈએ અને પ્રશ્નોનાં તાળાં ઉઘાડવા માટે નવીનોખી ગુણ-ચાવીનો ઉપયોગ કરવો ઘટે. તો એનું કામ સરસ બની જાય છે એટલું જ નહિ એ કામ દીપી ઊઠે છે.

આ પ્રકારના 'સ્વભાવ–ઘડતર' વિષેનાં મારાં લખાણો વાંચી તમે મારી કદર કરી રહ્યા છો, મારા પર કદરના પત્રો લખી રહ્યા છો એટલે મને આ લખવાનો વધુ ઉત્સાહ આવે છે.

તમે જે ક્ષેત્રમાં હો એ ક્ષેત્રમાં તમે તમારું નામ ઊજળું કરો, નવાં ક્ષેત્રોમાં તમે ઝંપલાવો તે વખતે તમારી આગળ ઊભા થતા પહાડો ઓળંગો. તમારા એ ચઢાણમાં, ખભ્ભો આપવાનો મારો ઉમળકો છે.

આવા લેખો માત્ર તમારી આંખ માટે હું લખતો નથી. તમારા અંતર માટે લખું છું, તમારા પસીના માટે લખું છું. તમારા પુરુષાર્થ માટે લખું છું.

તમે કયારેક પણ આ વાંચનમાંથી પ્રેરણા લેશો અને માનવ ઘડતરનો મહિમા વધારશો તે દિવસે તમે મારી વધુમાં વધુ કદર કરી એમ મને લાગશે.

# ૧૬

## માનવતાની ઝાલર

હું પહેલાં કોઈ પણ ઉમંગભરેલી વાતને રાળી ટાળી દેવામાં માનતો. કોઈ જુવાન હોંશથી એના પ્રણયની વાત કહેતો કે તરત જ હું પ્રણયની બીમારી ઉપર ભાષણ આપી દેતો. કોઈ મિત્ર પુરુષાર્થનો ઉલ્લેખ કરતો તો હું મોટેથી હસી ભાગ્યની ભૂમિકા સમજાવતો.

સિદ્ધાન્તનો કોઇ દાખલો આપતું તો હું સિદ્ધાન્ત અને આભાસ વચ્ચેનાં ચિત્રો દોરતો.

મારા આ સ્વભાવને કારણે મેં મારી આસપાસ એકઠા મળતા મિત્રોનાં ટોળાને પાતળું બનાવી દીધું. મારી વાત સૌ સાંભળતા હતા પણ એ વાતને તેઓ ફેંકી દેવામાં તેમનું હિત સમજતા.

ત્યારે મને સમજાયું નહોતું કે નિરાશાવાદ, નિરુત્સાહ, નફરત, એકલપેટી વલણ–એની ભીંતો ઊભી કરી મેં મારી જાતને કેદ કરી દીધી હતી.

ઊજળી વાતનાં કિરણોની મિજબાની એકેએકને પસંદ પડતી. નિરાશાનાં કાળાં ધાબાંની કોઇને પડી નહોતી.

એક દિવસ મારી સુસ્તી ઉડાડી નાખે, મારી બુદ્ધિ ઝબકાવે, મારી વલણને તુચ્છ કરી બતાવે એવો એક મિત્ર મળી ગયો. એણે કહ્યું;

"બુદ્ધિનો તું ઉપાસક છો. એના કરતાં સ્વાર્થનો તું કટકો છે એમજ હું કહીશ. દુનિયાથી જુદા પડી જનતાને લાત મારી એક ખૂણામાં પડયા રહી બુદ્ધિનો હોકો ગગડાવવો એમાં બુદ્ધિનું અપમાન છે. બુદ્ધિને આચરણની જનેતા બનતાં આવડવું જોઇએ."

અને એ મિત્રે મારા સુસ્ત પડેલા અંતઃકરણને જગાડી દીધું. મને એમ લાગ્યું કે 'હું' એ શબ્દ મારો શત્રુ હતો.

જીવનમાં કોઈ પ્રસંગોમાં માનવીએ બાળકનો ઉત્સાહ, બાળકનો આશાવાદ દાખવવાં જોઇએ.

દરેકે દરેક પ્રસંગ બુદ્ધિની ગુલામી કરવા માટે જ સર્જાયા છે એમ માનવાની જરૂર નથી.

આ પછી તો મેં જીવનને જુદી રીતે વાંચવાનું શરૂ કર્યું.

જેઓ મને મળવા આવતા એમના પ્રશ્નોમાં મેં પૂરતો રસ લેવા માંડયો. એટલું જ નહિ મેં એ પ્રશ્નો માટે દ્રષ્ટિ આપવા પ્રયત્ન કર્યા પણ એ દ્રષ્ટિ લીલી વનસ્પતિ જેવી હતી, સુકકી જમીન જેવી નહોતી.

મેં જીવનની એકની એક ભાતમાં પણ રસ લેવા માંડયો. દરરોજ કાંઈક બનવું જ જોઇએ, દરરોજ ધ્રુજારી

મેળવવી જ જોઇએ, દરરોજ મગજના તારને ઊંચો ચડાવી તોડવો જ જોઇએ—એ વૃત્તિને મેં હાંકી કાઢી.

પછી આપોઆપ ઘરનો ઓરડો મેં છોડી દીધો. બહાર નીકળી જગત ઓળખવાનો ઉમંગ મેં મેળવી લીધો.

જુવાનોને મેં તંદુરસ્તીની વાતો કરી. પ્રેમીઓને મેં શુદ્ધ પ્રેમનો મહિમા સમજાવ્યો. પોતાને સામાન્ય માણુસ તરીકે ઓળખાવતા માણુસોને મેં સામાન્ય માણુસની શ્રેષ્ટતા સમજાવી.

સાગરનો ઘુઘવાટ આલમને સાંભળવો પડતો હતો કારણુ કે એ ઘુઘવાટ પાછળ મોજાંઓ ઉછળતાં હતાં; એ ઘુઘવાટમાં પડકાર હતો, સાંભળવા લાયક ધ્વનિ હતો.

પણુ ખાબોચિયું કોઈવાર અવાજ કરતું તો ય એનો ધ્વનિ જગતના કાન સુધી પહોંચી શકતો નહિ. સાગરમાં સહુ સમાઈ શકતું. ખાબોચિયામાં ગારો ભરાતો અને ડુક્કરો એમાં સમાતાં.

સમૂહ તરીકે માનવીઓ સાગરના જેવો ઘુઘવાટ કરી શકે છે અને આલમને એની નોંધ લેવી પડે છે. પણુ એકલા પડી માત્ર ફરિયાદની રાડો જગાવનારાઓ ખાબોચિયાંના ફેંજને સાદ દે છે.

આ એક જિંદગીમાં અનેક કચવાટો ઊભા કરવાની જરૂર જ ક્યાં છે?

મને તો થયું કે મારે જીવન તો જીવવું, એટલું જ નહિ પણ જીવનના ચમત્કારને એળે જવા દેવો નહિ.

કોઈ વૈજ્ઞાનિકની પ્રયોગશાળામાંથી જાગેલો એ ચમત્કાર નહોતો !

કુદરતે એ ચમત્કાર કર્યો હતો. બીજ અને વૃક્ષના પહેલા બીજાના પ્રશ્નને ઢંઢોળી એ ચમત્કાર ખીલી ઊઠયો હતો.

એ ચમત્કારે ફૂલો પર રંગનાં કૂંડાં ઢોળ્યાં હતાં. પંખીઓના ગળામાં મધના પુંભડાં મૂકયાં હતાં. માનવીના હૃદયમાં માનવતાના રંગો છાંટયા હતા.

આ માનવતા આપણને મળી હતી તો યે આપણે રાની જીવો તરીકે અંધારામાં શીદને ભટકતા હતા ?

મને તો લાગ્યું કે જીવનના મંદિરમાં જઈ હું માનવતાની ઝાલર વગાડયા જ કરું.

એ ઝાલર એક દિવસ દુનિયાને કાંગરે નવા દીવા મૂકવાની ફરજ પાડશે અને દુનિયાની એ દીપમાળા સ્વાર્થનાં અંધારાને સદા આઘાં રાખી દેશે.

## ૧૭

# કલ્પનાનો કાંટો

એક તબીબ પાસે એક દર્દી ગયો. દર્દીએ તબીબ પાસેથી એક કલાકની વાતચીત માટેનો સમય માગ્યો.

તબીબે એનો સ્વીકાર કર્યો. બન્નેની મુલાકાત થઈ અને ત્યાર પછી પણ તબીબને દર્દી એની માંદગીઓ માટેની વિગતો આપે જ જતો હતો.

દાક્તરે દર્દીને તપાસ્યો. શરીરમાં કાંઈ વાંધો નહોતો. કોઈ બગાડ નહોતો. કોઈ ખોટકો નહોતો.

દર્દીએ પૂછયું. "કયો રોગ મને લાગુ પડયો છે?"

દાક્તરે પૂરતી ગંભીરાઇથી જવાબ દીધો.

"તમે પોતે જ તમારી બીમારી છો. કોઈ બીમારી નથી. એટલે તમારા મગજથી તમે તમારી બીમારી ઊભી કરી દીધી છે. ખરૂં કહું છું, તમે તમારું જ લોહી પીવામાં માનતા લાગો છો.

દર્દી તો આ સાંભળી સ્તબ્ધ થઈ ગયો. એણે તો જાતજાતની અડચણો જાહેર કરી હતી.

એને રાતના બરાબર ઊંઘ આવતી નહોતી. એને ખાધેલું પચતું નહોતું. એને કોઈ કાર્યમાં ઉત્સાહ આવતો નહોતો.

દાક્તરે જ્યારે ચોકખી વાત કરી ત્યાર પછીથી દર્દીએ એની દુનિયાની અંદર નવું મગજ પાથરવાની શરૂઆત કરી.

થોડા મહિનાઓ પછી એને ખાત્રી થઈ કે એની બીમારી એ માત્ર એની પોતાની બીમારી વિષેની કલ્પના જ હતી.

એ કલ્પનાનાં મૂળ એણે એટલાં ઊંડાં નાખ્યાં હતાં કે ખરેખર એનું મગજ માંદગી ભોગવતું, એનું શરીર મગજની એ છાપ જ ભોગવતું.

આપણે આપણા પોતાના વ્યક્તિત્વને સમજ્યા વિના એને ઊંધી રીતે વાંચીએ છીએ.

માનવીના મનની અંદર કોઈ આખો વખત આનંદનો ઝરો વહેતો નથી. કબૂલ. નવીનોખી વિરોધી લાગણીઓ એના મનમાં સરતી રહે છે. પણ જે માનવીએ વિચાર કર્યો છે એ માનવી આ વિરોધી લાગણીઓમાંથી પણ એક પ્રવાહ હાથ કરે છે અને તમામ પ્રવાહોની એકતા સાધવાની તજવીજ કરે છે.

દાખલા તરીકે એક માણસે એની એક ચીજને આડે હાથે મૂકી દીધી છે. એને સાંભરતું નથી. તરત જ એનું મગજ બગડવા માંડે છે. એ એની સ્વસ્થતા ગુમાવી બેસે છે અને એ એક ચીજ ખાતર એ એટલી લોહીની શક્તિને રોકે છે કે એ ચીજ એની દુશ્મન બની જાય છે.

બીજો એક માનવી ભૂલ કરી બેસે, પગલું લેવામાં ઉતાવળ કરી બેસે, એ સમય પસાર થઈ જાય પછી એને

વિષે એટલો ભયાનક બળાપો કરે છે કે એના આખા વ્યક્તિત્વને એ કારણે સહન કરવું પડે છે.

આવી બાબતમાં તમારે તમારી જાતમાં વિશ્વાસ મૂકવો ઘટે છે. બગડેલી બાજીને કેમ સુધારવી એના પર તરત મગજ રોકી લેવાની આવડત આપણે કેળવવી જોઇએ.

એક માણસ એની કચેરીમાં પૂરેપૂરો વિનયી હોય છે. અને એના ઘરની અંદર એ 'ધૂવાંપૂવાં' કરતો હોય છે. આ પ્રકારની વિરોધી ભાત માનવીની અંદર રહેલી છે. પણ જેઓ આ વિષયમાં ઊંડા ઊતર્યા છે તેઓ જણાવે છે કે દરેક વ્યક્તિએ એના જીવનના પ્રવાહોને યોગ્ય રીતે વહેતા રાખવા જોઇએ.

માનવજીવન એ કાંઈ પળે પળે રંગ બદલતા કાકીડા જેવું નથી. માનવજીવનને લાગણીની એકતા સાધવી જોઇએ. વ્યથાનો ડંખ માનવીને લાગ્યો હોય તોયે એણે એની સ્વસ્થતા ખોઈ બેસવી નહિ જોઇએ.

દેખાતાં સુખી લોકોના મનના પડઘા તમે સાંભળશો તો તમને એમાંથી ય જીવનકલહની વાતો સંભળાશે. જગતના મહાન પુરુષોનાં ખાનગી જીવન ઉકેલશો તો તમને ઘણી ઘણી બેસુરાઈ સાંભળવાની મળશે.

પણ એ માણસો ઊંચે ગયા કારણ કે તેમણે કલહની વેલને મન પર ચડવા જ ન દીધી. કંકાસને તેમણે કાળજું

જ ન આપ્યું. પરિણામે એકતા તેમને વરી. અને એમની એકતાની અસર એમની આસપાસના માણસો પર પડી.

માણસ જો એના મનથી મોટો બને તો જ એ મોટો રહી શકે છે. બહારનાં સુખ, ખરીદી શકાતા આનંદો, વેચાતા લઈ શકાતા એશઆરામો એનાથી માણસ ભવ્ય બની શકતો નથી.

૧૮

## હું ને મારું દિલ

મુંબઈમાં બે ધડાકા થયા અને આગની રાતી સાંકળ અનેક ઈમારતોને બાંધતી ગઈ. એ આગની સાંકળમાંથી છૂટવા માટે દોડાદોડ થઈ રહી. સમય હતો તેઓએ તેમની મૂડી પણ ખસેડી દીધી.

આ રીતે 'સમૃદ્ધિ' ખસેડાતી હતી ત્યારે એક આદમી ખાલી હાથે ચાલ્યો જતો હતો. એની વસાવેલી દુનિયા એ પાછળ મૂકી જતો હતો. સલામત જગ્યાએ એની 'સમૃદ્ધિ' પહોંચાડવાની એને હોંશ રહી હતી નહિ. મકાનો પડતાં હતાં ને એ બધું પાછળ રાખી ઉપડી જવા માગતો હતો.

એ ડરપોક આદમી નહોતો. એણે બીજાઓના પરસેવે એની દુનિયા રચી નહોતી. એના કપાળ પર આંગળી ફેરવી એણે અનેક ટીપાંઓ ખેરવી જાણ્યાં હતાં.

અને તો ય એ લાપરવા બની કેમ આમ ચાલ્યો જતો હતો ?

એને કોઇએ સવાલ કર્યો.

"તમારે તમારી તિજોરી સાથે લઈ જવી નથી ? ઘરની અંદરથી જેટલું લેવાય એટલું તો બહાર લઈ જાવ."

એ આદમીએ શાંતિથી જવાબ આપ્યો.

"હું મારી સાથે તિજોરી લઈ જાઉં છું, એ તિજોરી મારું પોતાનું દિલ. હું મારી સમૃદ્ધિ પણ લઈ જાઉં છું, એ મારું પોતાનું મસ્તક. હું મારી જાતને સલામત જગ્યાએ લઈ જઈશ તો મને મારી દુનિયા ઊભી કરતાં વાર નહિ લાગે.

આ આદમીની નાની વાતમાં મહાનમાં મહાન બળ સમાએલું હતું. એને બચાવવા જેવું કાંઈ લાગ્યું હતું તો એ એનો પુરુષાર્થ હતો.

એટલે ગમે તેવા સંજોગોમાં માનવીએ એની ખુમારીને ઘાયલ થવા દેવી ન જોઇએ.

જંગલમાં માણસ હરે ફરે ત્યારે એના હાથમાં હથિયાર હોય તો એને કોઇનો ડર લાગતો નથી.

ખુમારી એ એક પ્રકારનું હથિયાર છે. જીવનની સફરમાં તમારા પર અનેક 'રાની' સંજોગો કૂદકો મારે એ વખતે તમે ખુમારી ઝબકાવશો તો તમારી જીત થવાનો પૂરેપૂરો સંભવ છે.

પણ ખુમારીનું હથિયાર હાથ કરનારે એક ખ્યાલ કરવાનો છે. વ્યવસ્થિત વિચારસરણી, તરત જ નિર્ણય કરી લેવાની આવડત અને યોજના—આ સામગ્રીની સાથે ખુમારીને મૂકી દેજો એટલે તમારા પગ થાકશે નહિ, તમારું મન હારશે નહિ.

યોજના વિના પગલાં મૂકનારો માણસ ઊંઘમાં ચાલનારા દર્દી જેવો છે. યોજના વિનાની પ્રવૃત્તિ એ એક પ્રકારની ઉઘાડી આંખની નિંદર છે.

પણ માત્ર યોજનાના પગે ચાલનાર થાકી જાય છે. કારણ કે પગને પણ પ્રેરણા જોઇએ છે. પગને પણ મનના કોઈ મુકામ પર પહોંચવું જોઇએ છે.

એ માટે ખુમારીની જરૂર છે. કોઈ યોજનાનો દાખલો ગણવા માટે જ આપણને જિંદગી મળી નથી.

જીવનના આનંદો પણ આપણને જોઇએ છે, અને એવા આનંદો ક્યાં યોજનાનો માર્ગ રુંધનારા હોય છે?

જે માણસે નાશની વીજળી પડી ત્યારે એની તિજોરીને બદલે માત્ર એના દિલને ઉગારવાની જ ચીવટ રાખી એણે જરૂર સમજાવી દીધું કે ધન ભરેલી તિજોરી પણ એ દિલની તાકાતે ઊભી થએલી વસ્તુ હતી.

એક માણસની ખરી તારીફ કરવામાં આવે છે ત્યારે એની દોલતને ખાસ સંભારવામાં આવતી નથી પણ એના દિલને જરૂર સંભારવામાં આવે છે.

કારણ કે દિલ એ ધબકનારી ચીજ છે. અને દોલત એ જીવ વિનાની ચીજ છે.

એટલે ક્યારે ય તમારા દિલની તમે અવગણના કરતા નહિ.

તમે દિલ રાખશો તો દુનિયાને દિલ મળશે. તમે દિલ રાખશો તો સંસારમાં એક અવનવો દીવો પ્રગટશે. તમે દિલ રાખશો તો તમારા કામ પર સુવાસિત જીવનજળ છંટાશે.

## ૧૯
## કલાકારની વલણ

આજે તમને ગુલાબી અવસર સાંપડ્યો છે. એ ગુલાબી અવસર કાલે ચાલ્યો જવાનો છે. એને માટેની મનની અંદર તમે શોકસભા ભરો નહિ.

સરોવરના જળ ઉપર કમળ જ્યારે પાણીના આછા

હિલોળા માણતું હોય છે ત્યારે તમે ખીલેલા કમળનો ખ્યાલ કરો છો. એ કરમાવાનું છે એનો ખ્યાલ શા માટે કરતા નથી ?

કારણ કે તમને ખબર છે કે કમળનું રૂપ આજે છે અને કાલે નથી. ગુલાબી ક્ષણો આજે છે. કાલે નથી.

રૂપનો અમલ સહુએ સ્વીકાર્યો છે. આવીને ઊડી જતાં રૂપને રોકી રાખવાનો પ્રયત્ન જગતના કલાકારોએ કર્યો છે.

અજંટાની ગુફા પર જે કલા, જે રૂપ જળવાયાં છે એ, જમાનો ઉપટી જવા છતાં ઉપટેલ નથી.

તમારે પણ આ રીતે કલાકારની વલણ અખત્યાર કરવી જોઇએ, ભલે તમને પીંછીથી ચિત્ર દોરતાં ન આવડતું હોય, ભલે તમને સાહિત્યક શબ્દથી બોલતાં ન આવડતું હોય, ભલે તમને આરસમાં કોરતાં ન આવડતું હોય.

પણ તમારા જીવનને મસ્તી આપી જનાર ક્ષણને તમારે કાળજાંની કોર પર કલાકારની માફક જાળવી રાખવી જોઇએ.

કેટલાક માણસો આનંદની ઘડી આવ્યા પહેલાં, એ ઘડી ક્યારે પૂરી થવાની છે એનો હિસાબ કરવા લાગી જાય છે.

હરખઘેલાં બાળકો કેટલીકવાર આ રીતે આનંદને "વિચારતાં" હોય છે. તેમને કોઇક આનંદ માટે લઇ જાય

પછી તેઓ સવાલ કર્યા કરતાં હોય છે. "બસ હવે પૂરું થશે ને?"

ગુલાબી ક્ષણને પતંગિયાંની પાંખ પરથી તમારે ઓળખવી જોઇએ. જે પાંખ દાઝી જવાની છે, જલી જવાની છે એ પાંખ પર એટલું બધું રૂપ શીદને ઢોળવામાં આવ્યું હશે?

કારણ કે તો જ તમને એ રંગોની કદર થાય ને! એ રંગો સદાય જીવતા રહે તો એ માટેનો ઉમળકો તમે જાળવી શકો નહિ.

જમાનાની સોનેરી કોર કલાકારોએ જ જગતમાં ઝળકતી રાખી છે.

મોગલાઇ ડૂલી ગઈ પણ મોગલકલા આજે જીવતી છે. મોગલસ્થાપત્ય આજે એમનું એમ પડયું છે.

ભારતની મહાન સંસ્કૃતિ આવીને ચાલી ગઈ પણ દક્ષિણ હિંદનાં મંદિરોમાં એ યુગની મૂર્તિઓ સચવાણી છે.

કોઈ પણ અનુભવનો અંત આવવાનો છે એને માટેની બળતરા મનમાં વધુ ઊભી ન થવી જોઇએ.

અને એ અંત માટે લાગી આવતું હોય તો એને કલામય વલણથી તમારે જાળવી રાખવો જોઈએ.

જોબન હાથતાળીએ આવે છે, અને પગની પાનીએથી ચાલ્યું જાય છે.

પણ જુવાનીનાં સ્મરણો ક્યાં ઝૂંટવી લેવામાં આવે છે?

તમારું જીવન જેટલું સરસ હશે, ગુલાબી હશે, શુદ્ધ હશે એવાં સ્મરણો એ તમને આપી જશે.

એટલે જીવનની ગુલાબી ક્ષણોના અંતનો ખ્યાલ કર્યા વિના આજે તમે સ્વચ્છરંગી જીવન જીવો. મનના મયૂરને તમે મસ્ત બનવા દો.

બાકીનું બધું કામ તમારા સંસ્કારો સંભાળી લેશે.

## ૨૦
## સીમંતિનીનાં પગલાં

સીમંતિનીને જ્યારે પગલાં ભરાવવામાં આવે છે ત્યારે જમીન પર સુંદર વસ્ત્રને પાથરી દેવામાં આવે છે. એ પગલાં એ વસ્ત્ર પર પડે છે અને સીમંતિનીને ભાન થાય છે કે એ સરસ જમીન પર ચાલી રહેલ છે.

આ રિવાજ માત્ર ફુરસદને ભાંગવા માટે જ યોજવામાં આવ્યો નથી.

જે સ્ત્રી માતા થવાની છે, નવો જીવ જગતને આપવાની છે એ સ્ત્રીને એમ લાગવું જોઈએ કે એ રેશમની કેડી પર ચાલી રહી છે.

સુંદર માર્ગ પર પડતાં એનાં પગલાં, એ સ્ત્રીના

મનમાં સુંદર સૃષ્ટિની છાપ ઉપાડે છે અને એની અસર નવા આવનારા જીવ પર થાય છે.

આપણા આ રિવાજને જરા જુદી રીતે સમજવામાં આવે, આ દ્રશ્યને જરા પલટાવવામાં આવે તો એમાંથી એક સરસ જીવનકિનારી હાથ લાગી જાય તેમ છે.

માર્ગમાં રેશમ પાથરો, સોનું પાથરો, સુંદરતા પાથરો, ભલાઈ પાથરો, રચનાત્મક જમીન ઊભી કરો તો મનની અંદર સુંદર બુટ્ટા ઊઠશે.

નવા જીવને સાચવતી માતાના કદમને આવી કેડીની જરૂર પડે છે તેમ માનવીને પણ એની કલ્પનાના બાળક માટે, એના મનોરથના નવા જીવ માટે સુંદર જમીનની જરૂર પડે છે.

જિંદગી એ નર્યો બુદ્ધિનો જ ખેલ છે એમ માનનારાઓને આ ખેલની કરુણતા નજરોનજર જોવાની મળી છે.

બુદ્ધિ જરૂર અગત્યની ભૂમિકા ભજવે છે પણ જિંદગીનાં અંતઃકરણની ભૂમિકા સૌથી નિરાળી છે એટલું જ નહિ, સૌથી મહત્વની છે. અંતઃકરણને દગો દેનારાઓને એક દિવસ આંસુ પાડવાં પડે છે એની વાત ઇતિહાસ વધુ સારી રીતે કહે તેમ છે.

આજે જગતભરમાં સંગ્રામ ખેલાઈ રહ્યો છે પણ જગતમાં એવા અનેક માણસો છે કે જેઓ આખર માટે તો શાંતિ જ માગે છે. લોહીની છાકંમછોળ એ જગતનું ગૌરવ હોઈ શકે નહિ.

ગમે તેવા ભયાનક દિવસોની વચ્ચે પણ ઇન્સાન કોઈ સોનેરી દિવસની કલ્પનામાં પડેલો રહે છે.

કારણ કે એના મનને રચનાત્મક તત્ત્વ પસંદ છે. એનો જીવ લીલા બગીચાની આશા કરી રહ્યો છે.

ક્યારે ય નહિ તેવી આજે આવશ્યકતા ઊભી થઈ છે, ઉમદા વિચારનાં પરબ ઉઘાડવાની.

ભટકતાં મગજને આ એક પરબ જ શાંતિ આપી શકશે.

માનવમાં મહાન બનવાની બધી શક્યતાઓ છે. આ શક્યતાઓને ઝંકાર આપવા માટે સોનેરી 'નખલી' ની જરૂર પડે છે. મેલી આંગળીઓથી, સ્વાર્થી હાથથી એ શક્યતાને બેઠી કરી શકાશે નહિ.

એટલે તો જગતનો કોઈ ફિલસૂફ પગલે પગલે સોનું પાથરવાની વાત કરે છે ત્યારે જગતના કથીરને કેવું શરમાવું પડે છે!

એ પ્રકારનું ઉત્તેજન, એ પ્રકારનું પાત્ર, એ પ્રકારનું સંગીત જ ફરી માનવોને હસતું કરી શકશે.

મતિ બગડે છે ત્યારે હંસ મોતીનો ચારો અળગો કરી અન્ન આગળ જાય છે. મનથી હારી જાય છે ત્યારે સિંહ ઘાસ ભણી નજર નાખે છે. હતાશ થઇ જાય છે ત્યારે હરણ છલાંગ મારવાને બદલે આસ્તે પગલે ચાલવા લાગે છે.

હંસને માટે મોતીનો ચારો છે એમ માનવીઓને માટે વિચારોનાં મોતી ચળકતાં રહ્યાં છે.

ઉમદા વિચાર રજૂ કરવા માટે તમારે કોઈની પરવાનગી લેવાની જરૂર રહેતી નથી, તમારે તમારા અવાજને ઓછો કરવાની આવશ્યકતા રહેતી નથી.

એક ઈન્સાન એના જીવન દરમિયાન બીજાઓને ફૂલહાર આપ્યા કરે છે, અને બીજો ઈન્સાન બીજાઓનાં શરીર પર કચરો ફેંકયા કરે છે, તો ફૂલહાર આપનારાને સામા ગુલાબી ગજરા મળે છે, અને કચરો ફેંકનારાને ક્યારેય ગજરો તો નથી જ મળતો.

અંધારી ખાણુમાંથી જવાહરો શોધવાં પડે છે, એમ અંધારાં ઉલેચીને માનવીની અંદર સંતાએલાં જવાહરોને બહાર લાવવાં પડે છે.

એ ક્રિયા વખતે આપણે માનવીની અંદરના અંધકારને જ ન સંભાર્યા કરવો જોઈએ. એને તો દૂર કરવાની જ તજવીજ કરવી જોઈએ.

જવાહરનો ઝળકાટ જાગે છે ત્યારે જ સમજાય છે કે સારું કર્યું કે એ માણુસનાં દિલનાં અંધારા ઉલેચાયાં.

કરવત એ ભલે એક ઓજાર છે પણ એના કરતાં સોય, એક નાનું છતાં વધુ અસરકારક ઓજાર છે.

સોય સાંધવાનું કામ કરે છે, કરવત કાપવાનું કામ કરે છે. કેટલીક વાર માનવી જે ડાળ પર બેઠો છે એ ડાળને જ એ એની કરવતથી કાપી નાખે છે.

આજના સંહારની કરવત પણ આજ વાત સમજાવે છે.

ઇન્સાને મસ્તક વાપરી, પરસેવો પાડી, પુરુષાર્થ કરી, સાહસ ખેડી પૃથ્વી શણગારી.

પૃથ્વી પર માનવીનું રાજ જામ્યું.

માનવીએ જે વૃક્ષ ઊભું કર્યું, જે વૃક્ષ પર એ તમામ માનવીઓ સાથે બેઠો એ વૃક્ષની ડાળ પર જ એ કાપ મૂકી રહ્યો છે.

વાનરોને આ દ્રશ્ય જોઈ જરૂર ઉત્ક્રાન્તિની દયા જ આવતી હશે.

## ૨૧

## જુવાનોની સૃષ્ટિ

જેઓ નિશાળમાં જાય છે, કોલેજમાં જાય છે, તેમને માટે આચાર્યો નવાંનોખાં પુસ્તકો પસંદ કરે છે પણ તેમને કહેવા જેવા મુદ્દા ખાસ કહેવામાં આવતા નથી.

જ્ઞાન ગમે તેટલું ઊંડું હોય તો ય એ અધૂરું રહેવાનું પસંદ કરે છે. 'કાંઈક' તો સમજવાનું સદા બાકી જ રહે છે.

સૃષ્ટિ–એની તમામેતમામ સામગ્રી સાથે, તેઓની એટલે કે જુવાનોની છે. તેઓએ વસ્તુઓ હાથ કરવાની છે, ચીજો શોધવાની છે. તેઓને આનંદ થાય છે કે કુદરતની

ગમે તેટલી લૂંટ છતાં કુદરત સાવ લૂંટાઈ નથી. જુવાનોને માટે નવી શોધો, નવાં સંશોધનો રાહ જોઈ રહેલાં હોય છે. માનવીએ વરસોથી જ્ઞાન મેળવવા માંડયું છે તો યે જ્ઞાનનો દરિયો ખૂટયો નથી.

તેઓને માટે નવી વાણી, નવું ચિંતન, નવી દલીલો બાકી રહ્યાં છે. આજે આપણને પ્રજાવાદની વાતો માત્ર વાતો જ લાગે છે. કાલે પ્રજાવાદ આવશે પછી ય જુવાનોને માટે એ વહીવટમાંથી પણ ક્ષતિઓ જડી જશે. અને તેઓ વધુ આગળ જવાની વાત કરશે.

આજે આપણે જે પ્રકારની આગગાડીમાં, વીજળી ટ્રેનમાં મુસાફરી કરીએ છીએ એ વાહનો નવી બુદ્ધિને સગવડ વિનાનાં લાગશે એટલે એમાં તેઓ ફેરફાર કરશે.

તેઓ નવાં પુસ્તકો લખશે; વરસોથી પ્રસિદ્ધ થએલા વિચારો ત્યારે જૂના લાગશે, તાજા વિચારો તાજાં માનસમાંથી રેલાની જેમ દડવા લાગશે.

તેઓ નવાં અખબારો કાઢશે અને એમાં ઘણા સુધારા કરશે. આજ સુધીમાં અનેક જાતના સુધારા થઈ ગયા છે એ પછી પણ નવા સુધારાની શકયતા રહેશે.

તેઓ નવી બેંક ખોલશે. અને એમાં એવી પદ્ધતિ દાખલ કરશે કે જૂની બેંકો જૂના વિચારો પ્રમાણે ચાલતી હતી એમ કહેવાની ફરજ પડશે.

તેઓ નવાં છબીઘરો બાંધશે. એમાં નવા પ્રકારની રોશની છંટાતી હશે. નવા પ્રકારની સગવડ એમાં રાખી

હશે. વ્યાપારની રીત તેઓ ફેરવી નાખશે. સાહિત્ય અને કલાનાં રૂપમાં પણ તેઓ નવા ઘાટ લઈ આવશે.

તેઓ નવી રમતગમત શોધશે. તેઓ નવાં ચિત્રો દોરશે, એમ માનીને કે ભૂતકાળમાં જે ચિત્રો દોરાયાં હતાં, એ અધૂરાં હતાં. તેઓ એવાં કાવ્યો રચશે કે નવો તાલ જાગશે, ભાષાનો નવો પ્રયોગ ઝબકશે. તેઓ નવું સંગીત રચશે, અને નવી જનતા એ સંગીતના મોહમાં પડશે.

વિજ્ઞાન એટલું આગળ વધી ગયું હશે કે તેઓને લાગશે કે આપણે જે કાંઈ કર્યું હતું એ તો ૨૫ ટકા જેટલુંય નહોતું. તેઓ માનશે કે ૭૫ ટકા જેટલું વિજ્ઞાનનું વન હજુ પ્રવેશવું બાકી છે.

તમારાં બાળકોને તમે તમારી અને એકલા તમારા વડવાઓની જ વડાઈની વાતો કહ્યા કરતા નહિ. એમને કહેજો કે બાળકોને હજુ ઘણું કરવાનું બાકી છે, એટલું જ નહિ પણ બાળકો વડવાઓએ જે કાંઈ કર્યું છે એના કરતાં ય આગળ જઈ શકે છે.

મોટાઓ નિષ્ફળ થાય છે, ત્યાંથી નાનાઓએ બાજી હાથમાં લઈ લેવી ઘટે છે. મોટાઓની નિષ્ફળતા એ નાનેરાંઓ માટેની તક છે.

જુવાનો જગતની કરોડરજ્જુ છે. એને નમવા દેશો નહિ. તમારી કોઈ પણ વાતથી એમની કરોડરજ્જુને નબળી પડવાનો વખત ન આવે એનું ધ્યાન રાખજો.

મોટાઓએ જો દુનિયામાં ગૂંચ પાડી હોય તો નવી સંતતિ એ ગૂંચ ઉકેલે એમાં એમનું ગૌરવ છે. વડીલો કરે એ ઉચ્ચતર અને સંતાનો કરે એ નકામું એ પ્રકારની વિચારસરણીને તો ફેંકી જ દેજો.

દરેકે દરેક માનવીને, જો આવડે તો જગતની યોજનામાં કાંઈક ને કાંઈક સ્થાન છે. એ તાણાવાણામાં ગૂંથાઈ જવા માટે શક્તિ મેળવવી જોઈએ અને એ શકિત આપવાની જવાબદારી કુદરતની છે.

પરીકથાઓથી જુવાનોનાં મગજ આજે ભરાય તેમ નથી. આજે તો તેમની સામે સ્પષ્ટ મુદ્દા રજૂ કરવાની જરૂર છે.

તેમને કહી દેવાની જરૂર છે કે જગત તમારી રાહ જુએ છે. બોલો તમારે જગત સાથે મીઠો સંબંધ બાંધવો છે ? કેટલીય આકાર પામ્યા વિનાની યોજનાઓ તમારી સહાય માગે છે, જુવાનોની બુદ્ધિ અને તાજગી માગે છે, આપવા તૈયાર છો ?

કેટલાયે પ્રશ્નોનું નિરાકરણ તમારા સહકારને સાદ પાડી રહ્યું છે. સોનેરી તક તમારી પાસેથી ઉલ્લાસ અને પરિશ્રમ પાડવા માટેની તમારી પાસેથી છાતી માગે છે.

જગતના પ્રશ્નોનો આખરી નિકાલ ક્યારે ય થવાનો નથી. સામાજિક જીવનનો ફેંસલો આવી જાય, જગતમાં માનવ સ્વતંત્ર બની જાય પછી પણ જીવનના પ્રશ્નોનો અંત આવી નહિ જાય.

આજે આપણે હેરાન થઇએ છીએ એ પ્રકારની હેરાનગતિ કદાચ ત્યારે નહિ હોય.

પણ જગતમાં ત્યારેય કરુણતા હશે, એ કરુણતા સાહિત્ય અને કલાની માગણી કરશે. આલમમાં પ્રેમ હશે, એ નવાં ગીતોની માગણી કરશે.

જગત ક્યારેય જૂનું થવાનું નથી એટલે જુવાનોએ ક્ષેત્ર માટે ડર રાખવાની જરૂર નથી.

## ૨૨

## જરા, માફ કરજો !

જગતના એક જિગરજાન દોસ્તે કહ્યું :–

"હું મરી જાઉં ત્યારે મારી ખાંભી પર આટલું જ લખજો. માફ કરજો, તમને લેવા હું ઊભો થઈ શકતો નથી."

આ શબ્દો સમજાવે છે, એ આદમીનો માનવસહચાર માટેનો શોખ. એ સમજાવે છે, માનવી જેનાથી ઊજળાં છે એવો વિનયનો શોખ.

દોસ્તી વિષે આજ સુધીમાં ઘણું લખાઈ ગયું છે. તો યે દોસ્તી એક એવી વસ્તુ છે કે શબ્દોને પણ એની વાત કરતાં થાક લાગતો નથી.

જીવનમાં બીજા માનવીના સદ્દુચાર માટે ઉત્સાહ રાખવો એ પણ એક પ્રકારની દોસ્તી માટેની ઉત્તમ સામગ્રી છે.

જીવતો માણુસ બીજા જીવતા માણુસ માટે આવી લાગણી રાખે એ હજુ ય સમજાય તેવી વાત છે પણ તમારે તમારા કામ સાથે પણ દોસ્તી રાખવી જોઈએ. તમારું કામ એ તમારો જીવતો જાગતો મિત્ર હોય એવી રીતે તમારે એની સાથે હાથ મિલાવવા જોઈએ.

કામ સાથે તમે જેટલી વધુ દિલ્લગી રાખો છો એટલો તમને લાભ થાય છે. માત્ર આર્થિક લાભ જ નહિ, તમારી માનસિક શક્તિ વિકાસ પામે છે. કપરી પળ ઊતરી પડે તો ઊભા રહેવાની તાકાત તમારામાં આવે છે.

એક કુટુંબમાં અંદર અંદર ઝઘડાઓ ચાલતા હતા. વારંવાર અદાલતમાં જવા માટેનો ડારો દેવામાં આવતો હતો. ઉશ્કેરાટ આકાર લેતો હતો અને ન બોલવા જેવા શબ્દો એકબીજા વચ્ચે અફળાતા હતા.

આવી હાલત કુટુંબની હતી; પણ એમાંનો એક ભાઈ આ વિખવાદથી અલગ રહી શક્યો હતો.

ઝઘડો પરાકાષ્ઠાએ પહોંચ્યો ત્યારે એ ભાઈને બીજા ભાઈઓએ કહ્યું.

“કેમ, તને કાન છે કે નહિ? આંખ છે કે નહિ? અક્કલ છે કે નહિ? લાગણી છે કે નહિ? વ્યવહારનું ભાન છે કે નહિ?”

ઝઘડાથી દૂર રહેનારા ભાઈએ આસ્તેથી જવાબ આપ્યો.

"મારે કાન જરૂર છે પણ એ કાન પર હું મારા કામનો જ અવાજ સાંભળું છું. મારે આંખ છે એ આંખની અંદર હું મારી યોજનાના અક્ષરો જ બીડું છું. મારે અક્કલ છે એનો ઉપયોગ હું મારી પ્રગતિ માટે કરું છું. મારામાં લાગણી છે પણ વઢવાડ કરવા માટે હું એ લાગણીને કામે લગાડતો નથી. એ લાગણી પણ મેં તો મારી પ્રવૃત્તિની આસપાસ જ પાથરી દીધી છે. વ્યવહારનું ભાન મારામાં છે કે નહિ એની મને બહુ જાણ નથી પણ કુટુંબની અંદર ક્યારે ય કલેશ ન કરવો એટલું જ્ઞાન મારામાં છે.

એ ભાઈની વાતની અસર એ ક્ષણે કોઈને થઈ નહિ પણ કલાકો ગયા, રાત ગઈ અને ધીરે ધીરે એ ભાઈની વાણીએ કુટુંબના માણસોના મનમાં રૂપ લેવા માંડયું.

અને એક દિવસ એવો આવ્યો કે એ ભાઈની જીવન પ્રત્યેની વલણ સહુએ સ્વીકારી.

કજિયો કરવો હોય તો આડા ફાટતા સંજોગો સાથે કરવો જોઈએ અને એ પણ મૂંગા રહીને. સંજોગોનો સામનો કરીને.

ખરી રીતે માનવીને જીવનમાં એટલો ઓછો સમય પોતાને માટે મળે છે કે એ સમયની એણે બરાબર વ્યવસ્થા કરવી જોઈએ.

વ્યવસ્થાથી લાગણી જેવી લાગણીને પણ શિસ્ત પાળતાં આવડી જાય છે.

કામ ઉપરાંત તમને સાહિત્ય, કલા અને બીજા શોખો સાથે પણ દિલ્લગી હોવી જોઇએ. એમ હોવું એટલા માટે જરૂરી છે કે તમારી મગજની બારીની અંદર જગતની હવા દોડી આવે.

સંગીતની કલાએ કંઇકનાં કાળજાંની કળતર ઉતારી છે. પીંછીના રંગોએ કંઇક બળતી આંખોને બગીચાની શાંતિ અર્પી છે. તડપતાં દિલોને સાહિત્યે ગોદમાં લઈ જાણ્યાં છે.

હૈયાં પણ ઠરી ગએલાં માલૂમ પડયાં છે. હાથ ચાલતા હોય, કદમ ઊપડતા હોય અને હૈયું ઠરેલું હોય તો ક્રિયાની અંદરનો 'સ્વાદ' ચાલ્યો જાય છે.

તમારા ઓરડાના દીવા તમે ભલે ફાવે ત્યારે ઠારી દેજો પણ તમારા હૈયાના દીવાને હોલવી નાખવાનો વિચાર કરશો નહિ.

## ૨૩
## વેરાનનાં જળ

આજના ખંડોમાં કદાચ તમને નહિ દેખાય પણ જે ખંડની અંદર બહારથી આવેલાં માનવીઓ મળવાનાં

હોય એ ઓરડાને આંગણે આપણે ત્યાં તોરણ બાંધવામાં આવતું.

તમને બોલાવનાર વ્યક્તિ તમને દેખીને સ્મિત કરે એની સાથોસાથ, તોરણ પણ તમારું 'સ્વાગત' કરતું. એ ચળકતું અને ખંડમાં દાખલ થતાં પહેલાં તમને એ આકર્ષતું.

આ રીતે તમારે તમારી રીતભાતમાં સામા આવનારાની સમક્ષ ચળકાટ ઊભો કરવો જોઈએ. તોરણથી ખંડ રૂડો લાગે છે એમ તમારા ચારિત્ર્યના રંગથી તમારી શોભા જાગે છે.

ખંડ પર તોરણ ચળકતું હોય અને ખંડની અંદર બેસનારાની જીવનની રજૂઆતમાં રંગત ન હોય તો સંબંધ જામતો નથી.

બીજાઓના વિકાસની વાત સાંભળી સંતોષ લેવાની રીત બરાબર નથી. પારકાં વીરત્વે ઉમળકો રાખવો યોગ્ય છે પણ એ ઉમળકાએ એની પોતાની મનની વાડીને પણ મહેકાવવી જોઈએ.

બીજાઓના ઉત્કર્ષ એ ક્યારેય કોઈની ઈર્ષા ન બનવી જોઈએ. કારણ કે ઈર્ષા એ અજ્ઞાનનું બાળક છે. બધી જ બાબતમાં બીજાઓનું અનુકરણ કરી સંતોષ પામવો એ એક પ્રકારનો આપઘાત છે.

માનવમાં જે શકિત ભરી છે એ માટેનું એક સરસ વાકય એક મહાન માણસે ઉચ્ચાર્યું છે.

"માનવીની શક્તિ બાદબાકીના આડા લીટાને પલટાવી, એના પર ઊભી લીટી મારી એને 'વત્તા' બનાવી શકે છે."

એટલે કે રચનાત્મક દ્રષ્ટિબિન્દુ માનવીની આસપાસના વેરાનમાં જળનો સંચાર કરાવી શકે છે. 'નથી' ને 'છે' માં ફેરવી શકે છે.

જીવનમાં આવી દ્રષ્ટિ ન હોય તો એ આયુષ્યનું એક નર્યું ખોખું બની રહે છે.

નબળા માણસો ઘણીવાર કસરતબાજોની મશ્કરી કરે છે. અશુદ્ધિથી ભરેલા માનવીઓ અનેકવાર શુદ્ધિની મજાક ઉઠાવે છે.

તમારામાં જે કાંઇ 'હોય' એને તમે સમજો અને એને તમે આગળ કરો. તમારામાં ન હોય એને માટેનાં ફાંફાં મારો નહિ.

આ પ્રકારનું ભાન થવું એમાં પણ રાહત છે. તમે તમારા મન સાથેની એ વાત સમજી તમારી પોતાની જવાબદારી ઓછી કરી શકો છો.

વારે વારે તમે તમારા જીવન માટે બચાવ કર્યા કરો નહિ. કોઈવાર તમે આક્રમણકારી વલણ પણ અખત્યાર કરો. અને તમને જણાશે કે તમે જે વસ્તુ સાધી શકતા નહોતા એ સાધના તમે તમારી કરી શક્યા છો.

હીણપદ એ કેટલીકવાર મગજની અંદરના ખોટા ખ્યાલનું પરિણામ હોય છે. કેટલાક માણસો પોતાની મેળે

હીણુપદ સ્વીકારી લે છે. અમુક પરિસ્થિતિએ તમને ઉથલાવી નાખ્યા હોય પણ એનાથી હીણા પડવાની જરાય જરૂર હોતી નથી.

જીવનની અંદર જે એક ખુરશી મંડાણી છે એ ખુરશી તમારી જ માગણી કરે છે, જો તમે એ ખુરશીને ઓળખો, જો તમે તમારા વ્યક્તિત્વને ખીલાવો, અને જો તમે ડહોળા પ્રસંગોને પાછળ રાખો.

જિંદગીએ તમને સુંવાળી જગ્યા ભલે ન આપી. ભલે તમને ખડબચડી જમીન આપી પણ એથી હતાશ થઈ તમારે એ જમીન ઉપર ફસડાઈ પડવાની જરૂર નથી !

તમારામાં શક્તિ ભરી છે એને એવે સમયે યાદ કરશો તો તમારી જમીન તમારી કલ્પના પ્રમાણે આકાર લઈ લેશે.

## ૨૪
## માનવીનો સ્વભાવ

ભ્રમર ફૂલ પર ગૂંજવા જાય છે. ક્યારેક એને અણુ-ગણીને રોવું પડે છે, ક્યારેક એનો રંગ બગીચાને રૂડો બનાવે છે.

માખી પણ ઊડે છે, પણ માખી ઘારાં પર જાય છે

એટલે માખીને જગતે વખાણી નથી. માખીનો સ્વભાવ એને ધારાં ભણી લઈ જાય છે, એની ઉડાન વચ્ચે ફૂલ ભરેલો બાગ આવશે તોયે માખીને તો સડો જ પસંદ પડશે.

એટલે તો કવિઓ અને સાહિત્યકારોએ ભ્રમરનાં ગીતો ગાયાં છે, ભ્રમરનું સાહિત્ય રચ્યું છે. માખીને કોઇએ યાદ કરી નથી. દાક્તરોએ એને યાદ કરી છે, ચેપ ફેલાવવા માટે.

આકાશમાં જાતજાતનાં પંખીઓ ઊડે છે. એમાં સમળી કોઈ જગ્યાએ મરેલો સાપ પડયો હશે એના પર તરત જ ઊતરી પડશે, કારણ કે સમળીનો એ ખાસ સ્વભાવ છે. એ એનો શોખ છે.

કૂતરાંને હાડકાં પડયાં હશે એ ભણી હડી કાઢવાનું ખૂબ મન થશે. એટલે સ્વભાવ એ જીવનમાં અતિ અગત્યની ભૂમિકા ભજવે છે.

ગમે તેવા સંજોગોમાં માનવીએ એના મનને કોઈ મેલા આશરા હેઠળ જવા ન જ દેવું જોઇએ. કપરા સંજોગો એ તો માનવી સામેનો એક લલકાર છે. એ લલકારનો જવાબ વાળવો અને એ પણ ઉમદા રીતે એમાં માનવીની શોભા છે.

હલકો વિચાર નબળા સંજોગોને કારણે ધારો કે લમણામાં ઘૂસે તો એ વિચારને આવતાંવેંત ફેંકી દેવો જોઇએ, આ પ્રકારની મગજની પસંદગી પછી કોઈ વાર ખોટા વિચારને પેસવા દેશો નહિ.

જગતના મહાનમાં મહાન માણુસોની સામે આપત્તિના ભોરિંગો આવ્યા છે પણ તેઓએ મચક આપી નથી એથી એ "ભોરિંગો" ભાગી ગયા છે.

એકવાર માણુસ એના નિશ્ચયમાં નબળો પડે છે પછી તો એના નિશ્ચયના પાયાઓને હલી જતાં બહુ વાર લાગતી નથી.

નિશ્ચય એ એક પ્રકારનો મનનો ખજાનો છે. એની આગળ બીજી દોલત ઝાંખી પડી જાય છે.

સોનેરી પાંખવાળો પક્ષીરાજ જે ઘડીએ એના નિશ્ચયના બળને તૂટવા દે છે એ ઘડીથી એ સમળી જેવો બની જાય છે અને એનું એટલું પતન થઈ શકે છે કે મરેલા સાપને ઊપાડવાની એનામાં વૃત્તિ જાગે છે.

લાખોના સૈન્યનો સરદાર માથા પર ઘનઘોર વાદળાં ઘેરાયાં હોય એ વખતે નિર્ણય જાળવી શકે છે, અને યોગ્ય દોરવણી આપી શકે છે, એની સરદારી જગમશહૂર બને છે. એ મરી ખૂટે તોય એની યાદ અમર બની જાય છે.

અને એ જ રીતે જે સરદાર ગાજવીજથી પાછો પડી એની દોરવણીને ઘેરાવા દે છે એને કારણે હાથમાં આવેલો વિજયનો દોર ચાલ્યો જાય છે.

જીવનજંગમાં તમે ય તમારી અનેક પ્રકારની લાગણીના, સૈન્યના સરદાર છો.

તમારી દોરવણી પ્રમાણે તમારો સ્વભાવ ઘડાય છે.

તમારા ઉમદા વિચાર પ્રમાણે તમારા કાર્યની ઇમારત ઊભી થાય છે. તમારા કાર્યનો ફેંસલો તમારે સાંભળવાનો આવે છે.

એટલે તમે ખીણની અંદર સંજોગોને કારણે ધકેલાઈ ગયા હો તોયે ઊંચે અને ઊંચે જ આંખ રાખજો. સફળ-તાની પીઠ ઉપરથી તમને પાડી દેવામાં આવ્યા હોય તો તમે તમારી નજર ફરી સવારી પર રાખજો.

તમારા મનમાં બળ હશે તો તમને મેદાન મળી જ રહેશે.

## ૨૫

## અજંપાનાં અજવાળાં

એક આફત ઊતરી પડે છે પછી માનવીનો સ્વભાવ એવો છે કે એ આફતનો સરવાળો કરવાને બદલે એ એની બાદબાકી કરે છે.

મુંબઈની અંદર બે ધડાકા થયા, પારાવાર નુકશાન થયું તોયે તમે આવી બોલી સાંભળી હશે.

“તોય બચી ગયા! ધારો કે જિંદગી ગઇ હોત તો!”

માણસના આવા ઉમદા સ્વભાવને કારણે એ સંજોગોની અનેક ઠેસ સહન કરી શકે છે.

"સારું થયું આટલેથી જ પત્યું." આગ લાગ્યા પછી અને ભયાનક તારાજી થયા પછી પણ આવું વાક્ય ઝબકી જાય છે.

કોઈ માણસ માંદો પડે. હેરાન થાય, અઠવાડિયાઓનો એ ખાટલો ભોગવે, દાક્તરોનાં બિલ એ ભર્યા જ કરે, એનું શરીર ક્ષીણ પડી જાય તોયે એ બોલતો હશે:

"ઈશ્વરની મહેરબાની કે આટલેથી જ વાત અટકી."

જે આફત ઉતરી હોય એના કરતાં મોટી આફત ઉતરી નહિ એવો સંતોષ લઈ માનવી એની જીવનયાત્રા પૂરી કરે છે, એ ઓછા ગૌરવની વાત નથી.

એની આંખમાંથી આંસુઓ ટપકયાં જ કરે છે, કોઈ અશુભ બનાવને કારણે—ને સમય જાય છે એટલે તરત એ એના કામના પંથ પર લાગી જાય છે.

કારણ કે માનવીને બધાનાં કરતાં જીવનમાં શ્રદ્ધા છે. કારણ કે કુદરતે એને જીવન જીવવા માટેનો પરવાનો કાઢી આપ્યો છે. પછી તો કુદરતનો ધર્મ બની જાય છે કે, માનવીને એ ઝઝૂમવા માટેનું બળ આપે છે.

કાસદની પાસે મુકામનું સરનામું છે અને એને એ મુકામ પર પહોંચવા માટેનો માર્ગ જડતો નથી. તોયે

એ મુકામ પર પહોંચવા માટેની તમન્ના, એ માટે રઝળપાટ કરવાનો એનો શોખ ક્યારે ય સુકાતાં નથી.

એટલે માનવી કેટલો ભોળો છે! આજના ઉઝરડા ભૂલી એ કાલના ઉમંગ માટેનો કેવો ઉમળકો સેવે છે.

માટે જ આવા માનવીની કોઇ સસ્તી મશ્કરી કરશો નહિ. એના અજંપાને અવળી રીતે ઓળખશો નહિ.

અજંપો એ પણ એક પ્રકારની દિલની જલતી વાટ છે. ભલે એમાં જલન હોય પણ જગત એના ઝગમગાટને કારણે રૂડું બને છે.

અજંપાને કારણે જગતમાં પ્રગતિનો નકશો ચિતરાયો છે. પ્રગતિ માટે લાગણી રાખવી એ જ એક પ્રકારનો અજંપો ઊભો કરે છે.

વેપારીનો દીકરો કે સરસ્વતીનો પુત્ર બન્નેના અજંપા ભલે જૂદી જાતના હોય પણ બન્નેનાં પરિણામ તેમનાં ક્ષેત્ર પ્રમાણે જાણવા જેવાં હોય છે.

નાનું કામ કરતો વેપારી બજારની મોટાઈને મસ્તકમાં રાખી ફરતો હોય છે એને કારણે એના મગજને જંપ વળતો નથી પણ એને લઈને એક દિવસે એ આખી બજારને હલબલાવી નાખે છે.

એ જ રીતે સરસ્વતીનો પુત્ર પણ લખવાની મથામણમાં પડયો હોય છે ત્યારે એના મગજને આરામ મળતો

નથી પણ એ જ્યારે પુસ્તક બહાર પાડે છે ત્યારે દુનિયા હલી જાય છે.

ખરા માણસને મળવા માટે તમારે માણસાઈની ચાખડી પહેરવી જોઈએ.

એ પહેરો એટલે તમને સમજાશે કે પૃથ્વી અને માનવી; બન્ને મહાન કૃતિઓ છે.

## ૨૬
## નિંદરનો ઉપકાર

ઝુગારાનાં સામસામાં રૂપેરી બાણુ છોડી રહ્યા છે, આકાશના તારા. રાત ઊતરી રહી છે, દયાની દેવી બની. રાત એની સાથે મલમપટ્ટા લઈ આવી છે. ઈસ્પિતાલમાં નર્સ જે કામ સાધી શકતી નથી એ કામ રાત સાધી શકે છે. દુભાએલા જીવોને એ પંપાળીને સુવાડી દે છે.

જીવનમાં જબરી હાર ખાઈને બિછાને આવેલો માનવી નિંદર મળતાં જીતી જાય છે. બીજે દિવસે દુઃખ સામું આવીને ઊભું રહેવાનું હોય તોયે ઊંઘમાં ઊતરેલો આદમી એ ક્ષણો પૂરતો સુખી બની જાય છે.

વિસ્મૃતિની ચાદર બિછાવી નિંદર જગતની સેવા કરે છે! જેમના ગળાની આસપાસ ફાંસીનું દોરડું પડવાનું છે

એ જણુ પણુ સૂવે છે એટલે એની બધી વેદના આઘી રહે છે.

દુઃખ આપવાની સાથે જગત પર નિંદર મોકલવામાં આવી છે એ કુદરતનું ન ભૂલાય તેવું અહેસાન છે. મુંબઈની પગથી પર ત્રણુ માણુસો સૂવે છે; એ ઘર વિનાના માણુસો ઉપર નિંદર હાથ ફેરવે છે ત્યારે પગથી પણુ સુંવાળી બની જાય છે.

નિંદરમાં કોઈ ગરીબ નથી, કોઈ ધનવાન નથી. નિદ્રાવસ્થા એ જગતની એવી અવસ્થા છે કે એમાં સહુ સમાન છે. ઊંચા નીચાનો ભેદ નિંદરે માન્ય રાખ્યો નથી. કોમવાદ નિંદરને ક્યારેય અડકયો નથી. મુસ્લિમ અને હિંદુ ઊંઘે છે ત્યારે તો તેઓ એક જ બની જાય છે.

માનવીને આ નિંદરની ભેટ ન મળી હોત તો ! તો જીવન અને આયુષ્યનો સંબંધ લાંબો ન જળવાત !

એટલે જ્યારે જ્યારે રાતના તારા જોઉં છું ત્યારે ત્યારે વિચાર આવે છે કે પૃથ્વી પર ઊતરીને રાત્રિએ મોટામાં મોટો ઉપકાર કર્યો છે.

કામ કરતા માણુસો, યોજનાઓ ઘડતા માનવીઓ, જગતની વ્યવસ્થા જાળવતી વ્યક્તિઓ કામની પરાકાષ્ટાએ પહોંચે છે અને તેમના પર થાક આવી પડે છે ત્યારે તેઓ કહેતા હોય છે:

"કાલે વિચાર કરશું. કાલે ફરી આ મુદ્દો હાથ પર લેશું. આજ એ છોડી દ્યો."

એટલે કે તાજી યોજના, તાજી વિચારસરણી માટે તેઓ એક રાતની નિંદર તેઓ વચ્ચે લાવી મૂકે છે.

માણસ વધુ પડતા ઉત્સાહમાં આવી જઈ કોઈ પગલું ભરે છે ત્યારે એને કહેવામાં આવે છે.

"આજની રાત સૂઈ જાવ. કાલે તમને જો આવો ઉત્સાહ રહે તો જરૂર એ રીતે પગલાં લેજો."

નિંદર આ રીતે ઈન્સાનને સમતોલપણું આપી જાય છે. કોઈ યોજનાનો કેફ વધુ પડતો ઉછળી પડે તો કાર્યની અંદર છાકટાપણું આવી જાય છે. આના ઉપર કાબૂ મૂકવા માટે એક રાતની ઊંઘનો આશરો જ કામનો છે.

એક માતાની ગોદ ખાલી પડી છે, પડખે પોઢનારું બાળક ચાલ્યું ગયું છે. રાત પડે છે ને માતાનો હાથ પડખું પંપાળવા ઊંચો થાય છે, પણ તરત જ ખ્યાલ આવે છે કે બાળક તો જમીનની અંદર સૂઈ ગયું છે. આવા વિચારમાં માતાને ઊંઘ આવી જાય છે, આંખમાં આંસુ બાઝી ગયાં હોય એ આંસુ નિંદરમાં ચમકે છે.

નિંદર પાસે આવી કરામત છે એ તો આપણે બરાબર જાણ્યું પણ નિંદરનીય મર્યાદા હોય છે. રાત્રિએ જ એનો આશરો લેવાનો હોય છે; પણ રાત પહેલાં નિંદર સિવાય

કોઈ થાકેલા માનવીને રાહત મેળવવી હોય તો કોઇ કીમિયો છે ખરો ?

હા, એક કીમિયો છે, જે કામ કરતા હો અને જે કામનો થાક લાગ્યો હોય એ કામની ચાંપ બંધ કરવી અને કોઈ વિવિધ કામની ચાંપ ઉઘાડી દેવી. આ રીતે મગજ કૂદકો મારશે તો એનો થાક લગભગ ઊતરેલો લાગશે.

એક કામમાં ડૂબીને કંટાળી ગયા હો અને મગજ આગળ જવા ના કહેતું હોય તો મગજની એ ટોંકણીને માથે ચડાવજો. કાંઈ નહિ તો તરત જ બહાર નીકળી એક લટાર લઈ આવજો. પંદર વીસ મિનિટમાંજ તમને આ ફેરફારનો જાદુ સમજાશે.

તમે તમારા કામની જગ્યાએ બેઠા હો, એ જગ્યા થોડો સમય બદલાવી દેશો તો ય તમને તાજગી મળશે.

એટલે નિંદરમાં તાજગી આપવાની જે શક્તિ ભરી છે એ શક્તિ સાથે ઊભી રહી શકે તેવી નહિ પણ કાર્ય અને જગ્યાના ફેરફાર માટેની ક્રિયા પણ જરૂર થોડી રાહત તો આપે છે જ.

કારણ કે, સ્થળબદલી આંખની અંદર નવી સામગ્રી આંજે છે; આંખનું એ આંજણ મગજની નસ પર નવી લહર લઈ જાય છે અને આપોઆપ મગજની નસ પર એકના એક વિચારની ગૂંચ પડી હોય છે એ હળવી બની જાય છે.

સ્થળ અને વિચારનો સંબંધ સમજવા જેવો છે. ચિંતકો શા માટે એકાંત પસંદ કરે છે? કારણ કે તેમને માત્ર તેમના વિચારોનો સહચાર જોઈએ છે. સ્થળ જો મનોહર હોય તો એની અસર વિચારો પર પડે છે. ગંગોત્રી હરદ્વાર, ગિરનાર, આબુ—આવાં સ્થળો પર કેટલાક ચિંતકો, સાધુઓ શા માટે બેસી જાય છે? શુદ્ધ વાતાવરણની અસર મગજને શુદ્ધ રાખવામાં સહાય કરે છે.

આપણે આ રીતે રોજ કોઈ ટેકરા પર જઈ ન શકીએ! કાંઈ નહિ! પણ ગમે તે સ્થળે થોડી ક્ષણો આંટો મારી આવો તોયે ફેર પડશે. અરે તમારી કચેરીમાંથી નીચે ઊતરી પાન ખાઇ આવો, તોયે મગજ પર જરા જુદી લહર અફળાઇ જશે.

આમ એક કાર્યની 'નિંદર' લઈ લેવામાં આવે તો જ એ કાર્ય જાગે ત્યારે તાજગી સાથે એ જાગતું થાય છે.

મહાન સાહિત્યકારો પણ અવારનવાર ડીટેકટીવ કથાઓ વાંચવા માટેની હોંશ રાખે છે કારણ કે ગંભીર લેખનક્રિયા પણ કોઈ ક્ષણે હળવા સાહિત્ય દ્વારા તાજગી લેતી હોય છે.

માનવીના મગજની અંદર આમ એક કામની ચાંપ બંધ કરી બીજા કાર્યની ચાંપ ઉઘાડતાં આવડવું જોઈએ. આ માટે સ્થળનો ફેરફાર, ક્રિયાનો ફેરફાર, ઊર્મિનો ફેરફાર એ બધાની જરૂર છે.

૨૭

# આરસીનું મુખ

માનવી સામે અરીસો આવ્યો નહોતો ત્યારે એની સામે આરસી જેવાં પાણી આવતાં. એમાં માનવી એનું મુખ જોતો અને એને સંતોષ થતો. પોતાનો ચહેરો જોવાની ઈચ્છા માણસે ક્યારે ય રોકી નથી. કારણ કે, આરસી સમજાવતી હોય છે, ટાપટીપને.

અરીસો માનવીને સુધારી શકે છે, અને બગાડી પણ શકે છે. પોતાના પ્રતિબિંબના જ પ્રેમમાં જે આકૃતિ પડી જાય છે એનાથી જગતના રૂપની કદર થઈ શકતી નથી. અરીસો ટાપટીપ માટે છે, સજાવટના સુધારાઓ કરવા માટે આવશ્યક છે, પણ એનાથી જેઓ છાકટા થાય છે તેઓને એ અરીસાને કારણે જ ક્યારેક પસ્તાવું પડે છે. કારણ કે આવા માનવીઓને વારે વારે એમનું પ્રતિબિંબ જ ડોલ્યા કરતું રહે છે. એ માનવી વિચાર કરે છે, "મને આવો ચહેરો મળ્યો હોત તો! મારી આંખો મોટી હોત તો!"

સ્ત્રી અને આરસીનો સંબંધ જૂનો અને જાણીતો છે. આરસીએ કેટલીયે નારી પાસે આંસુ ટપકાવ્યા હશે. સાચી 'વાત' સમજાવવા માટે. જુવાની ચાલી ગયા પછી આરસીએ

જ એની વસમી બોલીથી સ્ત્રીની કરચલી ઉકેલી હશે. પુરુષના કરતાંય સ્ત્રીના જીવનની આરસી વધુ મહત્વની ભૂમિકા ભજવે છે. પણ આ તો આપણે દેહના પ્રતિબિંબની વાત કરી. વ્યક્તિત્ત્વ પાસે પણ એનું રૂપ હોય છે. એ રૂપ જોવા માટે કાચનો અરીસો કામનો નથી. એ રૂપ જોવા માટે જાતજાતના "અરીસા" કામના છે.

તમે કોઈ સ્થળની મુલાકાત લ્યો, તમે બીજાઓના સહવાસમાં આવો. આવે વખતે તમારૂં પ્રતિબિંબ તમે કઈ રીતે જોઈ શકો? સામો માણસ તમારું જે રીતે સ્વાગત કરે એના પરથી તમને તમારા વ્યક્તિત્વનો ખ્યાલ આવી શકશે. તમે જેને ત્યાં ગયા હો એ માણસ અડબાઉ હોય તો વાત જુદી છે પણ એ દુનિયાનો માણસ હોય તો તમારી સાથેના એના વહેવારથી જ તમને તમારી છબી 'જોવાની' મળશે.

તમારા વ્યક્તિત્ત્વમાં જાદુ હશે તો એની અસર પડશે. તમારામાં નરમાશ હશે, ગુલાબી સ્વભાવ તમારો હશે તો તરત જ તમને સામો જવાબ મળશે. એટલે કે કાચના અરીસાને બદલે તમને બીજાઓના સંબંધના અરીસા પરથી તમારા પ્રતિબિંબના કારણો એકઠાં કરવાની તક મળશે.

જિગરબાજ માણસોએ, કલાકારોએ, જીવતા માણસોએ તો દીવાનખાનાના અરીસાની સામે ઊભા રહીને નહિ પણ

જીવનવ્યવહારના હોલંબી કાચ આગળ ઊભા રહી એની આકૃતિની અસર પાડવી જોઈએ.

દીવાનખાનાનો મોટો કાચ તો તમે ખરીદીને ખંડમાં ઊભો કરી દીધો છે અને એ તમને જે કાંઈ બતાવે છે એ માત્ર એકપક્ષી દેહનાં કિરણો છે. પણ માનવસંબંધ તમને તમારા વિષેના જે કિરણો આપશે એ તમારું સંભારણું બની રહેશે, તમારું જ નહિ, તમારી આસપાસની દુનિયાનું એ સંભારણું બની રહેશે.

અરીસાની સામે ગુલાબનું ફૂલ રાખો; તમને અરીસામાં ગુલાબનો ગુલાબી રંગ જરૂર દેખાશે પણ ગુલાબની સુવાસ અરીસો જાહેર કરી શકશે નહિ. કારણ કે અરીસામાં એ કહેવાની શક્તિ નથી. અરીસો શરીર ઓળખે છે, રૂપ ઓળખે છે, જે કાંઈ દેખાય છે એનો ઉચ્ચાર કરે છે.

પણ તમે જો માનવસંબંધ મીઠો બનાવ્યો હશે તો તમને તમારા દિલગુલાબની જાણ થશે. માનવસંબંધ નિર્મળ પાણી જેવો છે. ગુલાબના ફૂલને પાણીની ઉપર રાખો તો એ પાણી ગુલાબનું પ્રતિબિંબ ઝીલે છે અને એ ગુલાબને પાણીની અંદર રહેવા દો તો પાણી એની સુવાસને પણ સંઘરી લે છે એ રીતે માનવસંબંધ એ પાણીના અરીસા જેવો છે, રૂપ અને સુવાસ બન્ને સંઘરવાની એનામાં શકિત છે.

આવો અરીસો તમને જે ટાપટીપ શીખવશે એ માનસિક ટાપટીપ હશે. તમારી જે ક્ષતિઓ હશે એનો

એ ખ્યાલ આપશે. એ ક્ષતિઓને પછી દૂર કરવાની તમને આપોઆપ ઇચ્છા થશે કારણ કે તમને તમારું સરસ પ્રતિબિંબ જોઈતું હશે.

આંખ, કાન અને મુખ સ્વચ્છ છે કે નહિ એ માટે આપણે અરીસાની સંમતિ માગીએ છીએ. એ જ રીતે માનવસંબંધના અરીસા પાસેથી આપણે સંમતિ મેળવવી જોઇએ અને વ્યકિતત્ત્વની એ રીતે સજાવટ કરવી જોઇએ.

તમારો સત્કાર કરતાં નયન એ પણ આરસીની ગરજ સારતાં હોય છે. તમારી હાજરીની જાણ માટે થતો પહેલો ઉચ્ચાર એ પણ તમારે માટેનો ખાસ ધ્વનિ છે. એ ધ્વનિ પાછળનું હેત તમારાથી છુપાયેલું રહેશે નહિ.

માણસે એની દુનિયા પ્રમાણે નવાનોખા અરીસા મેળવવા જોઇએ અને એના પરથી પોતાની છબી હાથ કરવાની મહેનત કરવી જોઇએ.

મારી તો ખાત્રી છે કે, આવી સજાવટનો ખ્યાલ રાખનાર વ્યક્તિ એનું પ્રતિબિંબ બરોબર ઉપસાવી શકે છે.

તમે પોતે આ અખતરાઓ કર્યા કરજો. તમને પોતાને જ સમજાશે આ મુદ્દો. અને આ મુદ્દો સમજાયા પછી તમારી આકૃતિ વધુ પ્રભાવશાળી બની હશે એની ખાત્રી હું તમને આપું છું.

૨૮

# પંખીનો મેળો

પંખીનો મેળો. આ વાક્ય આજે કોઈ વડલા પર જીવતું હશે; જીવન જીવતા માણસોને આ વાક્ય આજે બહુ લાગુ પડી શકતું નથી.

આજે ઠેરઠેર, વેપારનાં ક્ષેત્રમાં, રાજકારણનાં મેદાનમાં, ઉદ્યોગની જમીન ઉપર, ઘરની અંદર, નવીનોખી પ્રવૃત્તિ આસપાસ ભીંસાભીંસ છે.

એટલે પંખીના મેળાની મીઠી ભાવના ભડકો થઈને ઊડી ગઈ છે.

આ હાડમારીને બરાબર તોળ્યા પછી પણ એમ કહેવાની ઈચ્છા થાય છે કે આપણા માણસો અમુક ક્ષણોને યોગ્ય રીતે ટપી જઈ શકતા હોય તો ખારા જીવનમાં પણ કોઈ મીઠી વીરડી સાંપડવાનો સંભવ છે.

ખારા પાણીના દરિયાના કાંઠા ઉપર જ કુદરતે કોઈ જગ્યાએ મીઠી વીરડી મોકલી આપી છે. એ વીરડી અતિશય નાની હોય છે. એની પાડોશનો સાગર કેટલો મોટો હોય છે પણ વખાણાય છે નાની વીરડી, મોટો સાગર નહિ. કારણ કે સાગરનું પાણી ખારું છે.

કુદરતનો આ ઈશારો આપણને સમજાવે છે કે માનવ-વ્યવહારના ખારા સાગર આગળ જ કોઈક મીઠી વીરડીઓ બની છલબલી શકે છે.

આજના ઘરની અંદર આપણે જઈએ. આખા દિવસમાં એકવાર પણ ઘરનાં માણસો એક સાથે બેસે છે ખરાં ?

એક વિચારકે બરાબર સમજાવ્યું છે કે મોટેથી વાંચવામાં આવતા "કુટુંબવાચન" ની પ્રથા એક ઉમદા-માં ઉમદા પ્રથા છે.

ઘરનાં માણસો સાથે બેઠાં હોય. અને કોઇ એક ઉમદા પુસ્તકનું વાચન કરે અને બધાં સાંભળે. આને લીધે એક પ્રકારનો ભાઈચારો ઊભો થાય છે. વિચારોનો મેળ મેળવતો પુલ આ રીતે બંધાય છે.

ઉમદા વિચારોનાં રત્નો સહુના ખોળામાં આવે એવી રીતે આ પ્રકારનું સાથે હળીમળીને થતું વાચન કુટુંબને એક રાખવામાં સહાય કરે છે.

વાચન પછી એની ચર્ચા પણ થવી જોઇએ, આને લઈને ઘરનાં દરેક સભ્યોના વિચારોને સામસામા મૂકવાની તક મળે.

કેટલીક વાર લડાલડી કરીને ઘરનાં સભ્યો એમના વિચારોને સ્પષ્ટ કરવા મથે છે, એના કરતાં ચર્ચાની આ રીત ઉમદા છે.

એકબીજાના વિચારોને માન આપવાની વૃત્તિ પણ આવા 'મેળાએ' કેળવવી જોઇએ.

આ પ્રકારનો ઘરની અંદરનો આનંદ ઘરના સંસ્કારોને ઘડે છે એટલું જ નહિ, એકબીજાનાં દ્રષ્ટિબિન્દુ ચોકખાં કરે છે અને ઘરનાં 'સભ્યો' એકબીજાંને બરાબર ઓળખતાં થાય છે.

આવા સંબંધ પછી સહેલાઇથી ગેરસમજ ઘરના કાંઠા ઓળતી નથી. ગેરસમજ, એ પાંચ અક્ષરોએ જગતની અંદર ભયાનકમાં ભયાનક અંધાધૂંધી ઊભી કરી જાણી છે.

પાનીનો અંદર કાંટો વાગે, હાથમાં ફાંસ વાગે તો એને તરત જ કાઢવામાં ડહાપણ છે કારણ કે એ જો શરીરની અંદર પડી રહે છે તો એનાથી પીડા થાય છે, એ અંદરને અંદર સડવા માંડે છે.

ગેરસમજ પણ આવી ફાંસ છે. એનો તો તરત જ નિકાલ લાવવામાં જ ડહાપણ છે. ગેરસમજ ફાંસની માફક જેમ ઊંડી ઊતરતી જાય છે, એમ એને દૂર કરવી મુશ્કેલ પડે છે.

અને કોઈ મુશ્કેલી ઊભી થઇ તો તરત જ એને મુશ્કેલી તરીકે ઓળખી લેવી જોઈએ. એને ભૂલી જવાનો અર્થ નથી, એના પર તો કોઈ નિર્ણયની કુહાડી તરત જ મારવી જ જોઈએ.

આપણા પોતાનાં માણસો પાસેથી આપણે ઘણીવાર સંપૂર્ણતા માગીએ છીએ. આદર્શ તરીકે આ બરાબર છે પણ તમારા પાસેના માણસો પણ ક્ષતિભર્યાં હોય એનાથી તમને આંચકાઓ ન જ લાગવા જોઈએ.

માનવસ્વભાવનો નકશો તમે ઉકેલતાં શીખશો તો તમારી આવી માગ અભ્યાસપૂર્ણ બની જશે. તમારી આશાને પણ કિરણો કયાંથી હાથ કરવાં એનો ખ્યાલ આવશે.

માનવસ્વભાવની એ એક ખૂબી છે કે ગમે તેટલા મતભેદો છતાં માનવીઓ કદમ મિલાવીને જગતમાં સાથે ચાલતા રહ્યા છે.

આ રીતે વ્યવહારના ખારા મીઠા કાંઠા પર આપણે મીઠી વીરડીઓની સરવાણીઓ ફૂટતી કરી દઈએ છીએ.

## ૨૯
## ગ્લાનિનું મોજું

હવામાં ઠંડીનું મોજું આવે છે ત્યારે એની અસર બધી વસ્તુઓ ઉપર પડે છે.

હવામાં જેમ આ રીતે નવાંનોખાં મોજાં આવ્યાં કરે

છે એ રીતે માનવીનો સ્વભાવ પણ નવુંનોખું મોજું બની ઉછળતો રહે છે. બારે માસ એક જ પ્રકારનો દિવસ ઊગે અને આથમે એમ કુદરત પણ બનવા દેતી નથી.

સૂરજ નવા રંગે આવે છે અને ચાલ્યો જાય છે. ક્યારેક આકાશમાં એ મૃદુ રંગ આથમી જાય છે; ક્યારેક ભડકો પાછળ મૂકી એ ભાગી જાય છે.

માનવસ્વભાવ પણ ઘરની અંદર એક સરખો રોજ 'ઊગતો' નથી અને આથમતો નથી.

ઊર્મિ એવી લહર છે કે એ બગીચા ઉપરથી ઊડીને આવી હોય તો એ ફોરમ પાથરતી પાથરતી ચાલી આવે છે.

પણ ઊર્મિ કોઈ ઉકળતી કડાઇ ઉપરથી આવતી હોય તો એ એની સાથે વરાળ લેતી આવે છે.

એટલે માનવીનાં રોજિંદા જીવન-સંગીતમાં ઊંચા નીચા સ્વર લાગે એનાથી ડરી જવાની જરૂર નથી.

આપણા સહુ ઉપર કોઇકવાર ગ્લાનિનું ટાઢું મોજું ફરી વળે છે. એ માટે ક્યારેક તંદુરસ્તીની ગેરહાજરી જવાબદાર હોય છે પણ દર વખતે એમ હોતું નથી.

ગ્લાનિનું મોજું પણ જીવનનું એક સ્વાભાવિક મોજું છે. મગજ પર એને અફળાવાનો પૂરેપૂરો અધિકાર છે.

એ પ્રકારની ગ્લાનિ તમારામાં આવી જાય ત્યારે એના પર બહુ વિચાર કરવા બેસી જતા નહિ.

"આજ કેમ મને આમ વર્તાય છે? કાંઈક અમંગળ બનવાની તો આ આગાહી નથી ને?"

આવો ખ્યાલ તમે કરશો જ નહિ. કારણ કે, શોકનું મોજું પણ જીવનસંગીતને વધુ સુરીલું, વધુ કરુણ, વધુ માયાળુ બનાવી દે છે.

ગ્લાનિના એ સ્પર્શ વેળા તમે જરા તમારા મનને મોકળું કરશો તો તમને એક વિચિત્ર પ્રકારની પણ જગતના કલ્યાણ માટેની ઘેરી, ઉમદા લાગણી થઈ આવશે.

તમારો કોઇ દૂર પડેલો મિત્ર તમને સાંભરશે, એની સાથે ગાળેલું યૌવન યાદ આવશે. સાધારણ રીતે સાવ સામાન્ય લાગતી અવસ્થા તમને એવે વખતે દર્દમય લાગશે.

જે માણસોને તમે ખાસ ઓળખતા નથી એ માણસોની કોઈક વાત તમારા ગળે બાઝી વળશે.

સ્વાભાવિક ગ્લાનિના મોજાની અસર આવી હોય છે. એ નિશ્વાસો લઈ આવનારું મોજું જરૂર હોય છે. મોટું કામ ન કરવાની 'પ્રેરણા' આપનારી એની હવા હોય છે છતાં ય માનસની આગળ તો એ જીવનનો નકશો ધરી દે છે જ.

આ પ્રકારનું ગ્લાનિનું મોજું બહુ લાંબું ચાલતું નથી. આ મોજું એ કોઈ બીમારી નથી, એટલે એનો ઉપચાર કરવાની આવશ્યકતા નથી. એની મેળે જ એ આવ્યું હતું, ત્યાં ચાલ્યું જાય છે.

જેઓ ઊર્મિ સાથે વધુ ખેલ ખેલે છે એના પર આવાં મોજાં વધુ ચડી આવે છે. જેમનામાં ચિંતન કરવાની શક્તિ છે એમના પર આ પ્રકારની ફૂંક લાગ્યા કરે છે. જેમની બુદ્ધિ બહુ ખીલેલી હોતી નથી, જેમને ઊર્મિ સાથે ખાસ વહેવાર નથી એમને આ પ્રકારનો ‘જુવાળ’ અનુભવાનો મળતો નથી.

માનવજીવન એવી રીતે આગળ જાય છે કે એને એ આગે જવા વિના ચેન પડતું જ નથી.

આજે આપણી આસપાસ ભયાનક સંહાર ચાલી રહ્યો છે તોય આપણે શેનો વિચાર કરીએ છીએ ? કોઈ રચનાત્મક કાર્યનો, એવી કોઈ યોજનાનો.

કારણ કે, માનવી એનાં ઊંડાણની અંદર એમ જાણતો હોય છે કે સંહાર એ કાંઈ જીવનભર નભાવી શકાય એવો દાવ નથી.

સંહારને એક ક્ષણે તો એની ભયાનક લીલા આટોપી લેવી પડશે જ.

એટલે તો યુદ્ધ પછીની યોજનાઓ યુદ્ધ વચ્ચે અવતાર લે છે.

વેરાનમાં ચાલતાં ચાલતાં માણસ થાકી જાય છે. જળાશય નજરે પડતું નથી. એને તરસ કકડીને લાગી છે.

માણુસ જીવનનાં વેરાનમાં ચાલતો જ રહે છે, એવી આશાથી કે ખોબાઓ ભરી એને પાણી મળી જશે.

એને રાહત મળવાની છે એ શ્રદ્ધા રાખીને એ વેરાનની હાડમારી સહન કરી લે છે.

અને એ પછી એને જ્યારે જળ મળે છે ત્યારે એની વેરાનની આપત્તિઓને એ વિસારે પાડી દે છે.

માણુસની આ શક્તિ કોઈ હણી શકયું નથી. એ શક્તિ ઉપર તો આખો માનવઈતિહાસ રચાયો છે.

## ૩૦

## વીણાનો વારસો

એ કલાકારના જીવનનો દીવો ઘેરાણો હતો. એના બિછાના આગળ માનવીઓનું એક ઝૂમખું એકઠું થયું હતું.

કલાકારની આંખ બીડાએલી હતી. એ આંખ કયાં ગઈ હતી ? આજની નિંદર નવી જાતની લાગતી હતી.

કલાકારનો પુત્ર બિછાના પર બેઠો હતો. બાપનો દેહ એ એના કુમળા હાથથી પંપાળી રહ્યો હતો.

ત્યાં હાજર થએલા સહુ એમ માનતા હતા કે કલાકાર એમની પાછળ પુષ્કળ દોલત રાખી જતા હતા.

પણ એ ભેદ હજુ સમજાયો નહોતો. કલાકારના પુત્રના મગજમાં દોલતનો કોઈ ઝમકારો ઝમકતો નહોતો.

પુત્રના મગજને તો પિતાએ વીણાની જે સાધના કરી હતી એ જ બધું સાંભરતું હતું.

થોડો સમય ગયો અને કલાકારે એની આંખ ઉઘાડી. એમની આજુબાજુના માનવીઓ તરત એમની પાસે ગયા.

એકઠા થયેલાઓ દુનિયાદારીમાં જ વધુ સમજનારા હતા. એટલે તેઓને લાગ્યું કે હવે એ મરી જતા કલાકાર એમની સંપત્તિની જાણ કરાવશે.

કલાકારનો અવાજ રૂંધાતો હતો, પણ એમની આંખો કાશ્મીરના તળાવની જેમ ચળકતી હતી.

કલાકારે કૂંચી ભણી આંગળી ચીંધી.

"મારી પાછળ હું મોટામાં મોટો વારસો મૂકતો જાઉં છું. કૂંચી ઉઘાડજો એટલે તમને એ મળી જશે."

પુત્રને એમણે પાસે બોલાવ્યો અને વધુ વાત થાય એ પહેલાં તો એમનો જીવ નીકળી ગયો.

પછી તો એમની મૃત્યુક્રિયા થઈ અને કલાકાર જમીનમાં પોઢી ગયો.

વારસો મૂકી ગયાની વાત ખુલ્લી કરતી પેલી કૂંચી પછી ચમકી ગઈ.

મોટું કબાટ હતું. લાગતાવળગતાઓએ પુત્રને એ કબાટ ઉઘાડવાનું કહ્યું. તેઓની આતુરતાનો અંત આવતો લાગ્યો.

પુત્રે કબાટ ઉઘાડયું. આલીશાન કબાટ હતું અને અંદર માત્ર એક વીણા પડેલી હતી.

લાગતાવળગતાઓના મોઢામાંથી વિચિત્ર ઉચ્ચારો નીકળી પડયા. પુત્રના મુખ પર ઝલક આવી.

પિતાએ એને માટે વારસો મૂકયો હતો: સંસ્કારનો, કલાનો. જેને લીધે તેમની પેઢી મશહૂર બની હતી એ વીણા બાપે પાછળ રાખી દીધી હતી.

પુત્રે એ વીણાને હાથમાં લીધી, પૂરા માન સાથે એ વીણાને એણે નમન કર્યું.

અને નખલી પહેરી અણે એ વીણાને છેડી.

વરસોના સંસ્કાર એમાં સૂતા હતા, એ ઝંકારથી જાગી ઊઠયા.

લાગતાવળગતાઓ, વહેવારના શોખીનો નિશ્વાસ નાખી ચાલતા થયા.

પણ એ પુત્રે તો એના ઉમળકાને વીણાની આજુ-બાજુ ફરતો કરી દીધો.

એ જ તાર. એ જ સાજની નકસી. એ જ અત્તરની સુવાસ. એ જ જગતને કલાવિહાર કરાવતી સ્વરનાડી.

આ આખો કિસ્સો સમજાવી જાય છે કે જેઓ પોતાની પાછળ માત્ર દોલત મૂકતા જાય છે એ વારસો બહુ અભિમાન લેવા જેવો હોતો નથી.

કેટલીકવાર તો એ પ્રકારના વારસાને કારણે કેટલાયે જુવાનીયાઓનાં જીવન ખારાં બની ગયાં છે.

માત્ર ધનના વારસાને કારણે કેટલાયે જુવાનીયાઓનો પુરુષાર્થ જન્મ્યા પહેલાં મૃત્યુ પામ્યો છે.

જેઓ પોતાના આજથી દુનિયાના કાન ભરતા નથી, જેઓ પોતાની આવડત, પોતાનું સાહસ અને પોતાના કાર્યથી જગતમાં જગ્યા કરતા નથી, તેવાઓ ભલે મહેલમાં રહેતા પણ તેઓનો એ મહેલ તેમને મળેલી એક બક્ષિસ છે, તેમને મળેલી દયાલેટ છે.

દોલત આજે ઇન્સાનને ઈન્સાનિયત આપતી નથી, ઇન્સાન દોલતને અર્થ અપાવે છે.

જેઓને વારસામાં લક્ષ્મી મળી છે અને જેઓ કાંઈ પણ કાર્ય કર્યા વિના એ લક્ષ્મીને સલામ ભર્યા કરે છે, તેઓને આજે ભલે થોડુંઘણું માન મળતું પણ આવતી કાલની દુનિયામાં તેઓની ખાસ કિંમત નહિ હોય.

૩૧

# રંગીલો પાનવાળો

શક્તિનો ઝબકારો કોઈ મોટી હોદ્દાવાળી ખુરશી પરથી જ વારેવારે ઝબક્યા કરે છે એમ માનશો જ નહિ.

ઝૂંપડાની અંદર કોઈ મહાન યોગીનો જન્મ થાય છે એમ વ્યાપારની ઝૂંપડીમાંથી કોઈ જાણવા જેવું મસ્તક બહાર પડે છે.

મેદાન મળે એના પર પગ ટેકવીને પોતાની શક્તિથી મેદાનને ઉજમાળી દેવું એ કામ જે કોઈ કરે એનું માન આપણે કરવું જ જોઇએ.

એક નાનકડા માનવીનો કિસ્સો કહું. એની પાસે ૩૦ રૂપિયાથી: વધારે મૂડી નથી. એની પાસે કોઈ કચેરી નથી. એની પાસે કોઈ લાગવગ નથી, એની પાસે કોઈ ભણતરની પદવી નથી.

એક નાનકડી ખોલી છે, પોતાની રોટી પકાવી લેવા માટેની જૂજ સામગ્રી છે પણ આ નાનો માનવી કાંઈક કરવા માગે છે.

એને વિચાર આવે છે કે આજકાલ બનારસી અને મઘાઈ પાનપટ્ટીનો શોખ ઠેરઠેર ફેલાએલો છે.

આવી પાનની પટ્ટી મુંબઈમાં તો મળતી જ રહે છે. પણ મુંબઈ જતા આવતા માણસોને આવા પાનની તલપ લાગે તો તેઓ શું કરતા હશે ?

એની યોજનાને એ મગજમાં વધુ ને વધુ આકાર આપે છે.

સ્ટેશન ઉપર અને ચાલતી ટ્રેને હું મારી સફાઈદાર પાનની પટ્ટી પીરસું તો!

પોતે કાબેલ છે એટલે વિચાર કરે છે. શેરબજાર, ઝવેરીબજાર અને દુકાનો પર બેસતા માણસોને બનારસી અથવા મઘાઈ પાન ખાવાનો શોખ છે. એમને એ ખાવાની આદત પડી ગઈ છે. પણ આ આદતને તેઓ માન આપે છે, જ્યારે તેઓ મુંબઈ પહોંચે છે ત્યારે.

એ માનવી એના મગજને આગળ ચલાવે છે.

સવારના દસથી તે બપોરના એક સુધી ધંધો કરવો કારણ કે ઉતારુઓને ભૂખે પેટે પાન ખાવાની મજા આવતી નથી પાનની પટ્ટી જમ્યા પછી આકર્ષણ જમાવી જાણે છે.

આ કારણે પાન વેચનારો આજ સમય પોતા પાસે રાખવાની ગણત્રી કરે છે અને એટલો સમય જ પાન વેચવા એવો નિર્ણય કરે છે.

બીજાઓ પાનની પટ્ટી વેચે છે, એ પાનને બરાબર સ્વચ્છ કરવામાં આવતાં હોતાં નથી. એની અંદર ગમે તેમ મસાલો ફેંકવામાં આવે છે.

આ બિરાદર એના એકેયએક પાનને પોતાના હાથથી સ્વચ્છ કરવાની તૈયારી કરે છે, પાનની સારામાં સારી જાત હાથ કરવાની ત્રેવડ કરે છે, અને એની અંદર સોપારી પણ સારી જાતની રાખવાની હોંશ કેળવે છે.

અને પાનની થાળી ચકચકીત કોકરની એ મેળવે છે. એના પર એ પાનની પટ્ટીઓ ગોઠવે છે. પાનની પટ્ટીઓ ઉપર એ તાજાં ગુલાબનાં ફૂલો મૂકી રાખે છે અને એના ગજવાની અંદર ઉમદા તમાકુની શીશી રાખે છે.

પહેલેથી જ એ એનો પાન વેચવાનો ધંધો આ રીતે શરૂ કરે છે. સૌની એની થાળી પર નજર જાય છે અને થાળીની અંદર જે રીતે પાનની પટ્ટી ગોઠવવામાં આવી છે એમાં આમંત્રણની શક્તિ ભરેલી લાગે છે.

આઠ દસ દિવસમાં તો આ ભૈયાની પાનની પટ્ટી શોખીનોની વાતચીતમાં આવી પડે છે.

આ જમાનામાં ઘેરથી તરત જમીને પાન ખાવાનો વખત પણ ક્યાં મળતો હોય છે એટલે આ તૈયાર પાનની પટ્ટી સમય બચાવવાની એક તરકીબ તરીકે પણ જાહેર કરવામાં આવે છે.

આ પાન વેચનારો સારા સંવાદો રજૂ કરી શકે છે. શહેરના ગપ્પાથી એ વાકેફ રહે છે, છબીઘરમાં ચાલતાં ચિત્રોનો અભિપ્રાય આપી જાણે છે, અને રાજકારણની રમૂજ પણ એ મેળવે છે.

આ રીતે એનું પાન આપતાં એ એની હાજરીનો સ્વાદ પણ મૂકતો જાય છે.

આજે આ પાનવાળો મોટો ધંધો કરે છે અને ખાલી પાનપટ્ટીમાંથી દર મહિને દોઢસો રૂપિયાની કમાણી કરે છે.

વેચનારો ભૈયો છે અને વેચવાની ચીજ પાન છે એમ માનીને તમે આ કિસ્સાની કિંમત જરાય ઓછી ન આંકતા. મહાન વેપારો વચ્ચેનો પણ આ મહત્વનો રેલો છે.

પોતાની ચીજ બરાબર ગાજતી કરવાની જેનામાં હોંશ છે, વેપાર માટેના જેનામાં નિષ્ઠા છે, એ માનવી કેવું પરિણામ લાવી શકે છે એ આનાથી બરાબર સમજાશે.

આ ભૈયાએ પહેલેથી જ સાધારણ પાન મેળવ્યાં હોત, હલકી સોપારી હાથ કરી હોત તો એનો નાનકડો ધંધો પણ બેસી ગયો હોત!

એણે મસ્તક વાપરી પાન વેચવા માટેનો સમય અને પાનના શોખીનોનું માનસશાસ્ત્ર જાણી લીધાં એ એની આવડત જ કહેવાય!

પાન વેચનારો પંદર વીસ રૂપિયા જ કમાય એમ પણ એ માનતો નહોતો. એણે દોઢસો રૂપિયાની કમાણી કરવા માંડી, એની પાછળ એ એની માટેની ફાળ લેવાની શક્તિ પથરાએલી હતી.

હું તો માનું છું કે, આવા માનવીઓ આપણને વ્યાપારીશક્તિ માટે જે કાંઈ સમજાવી જાય છે એનું માપ

કાઢવું મુશ્કેલ છે. પાનની એક નાનકડી રકાબી ત્રણ ચાર કલાકમાં ફરીને આટલો વેપાર કરી આવે તો એનો અર્થ એ જ કે એ રકાબીનો ફેરવનારો વેપારનો કસબ જાણનારો છે.

હું તો એની પાસેથી ઘણી વાતો શીખ્યો છું, એટલે જ તમને એના આ કિસ્સામાં સંડોવ્યા છે.

## ૩૨

## લાગણીનો વહીવટ

ઘરની અંદરની શાંતિને પણ કેળવવી પડે છે. ઊર્મિની વ્યવસ્થા આ કામ પાર પાડી શકે છે. જેઓ પાસે રહે છે તેઓના ગુસ્સા પણ પાસે જ રહેતા હોય છે. એક ઘરની અંદર રહેતું કુટુંબ એક બીજા પર કયારેક મગજ ગુમાવે છે કારણ કે તેઓ સમજે છે કે એમ કરવાનો તેમને અધિકાર છે. કેટલીકવાર આવા ઝઘડા એ વધુ પડતા હેતનું પરિણામ હોય છે.

ઝઘડો સાવ ક્ષુલ્લક હોય પણ લાગણી જ્યારે તીખી બની ગઈ હોય ત્યારે અણધારી આગ ફાટી નીકળે છે. મગજનો કાબૂ જાય છે અને અણધાર્યું તોફાન ઊતરી પડે છે. આ તોફાન લાંબુ ચાલતું નથી પણ એવી ઉગ્ર હાલતમાં

જે કાંઈ બની જાય છે એના લિસોટા આખા ઘરને ભોગવવા પડે છે અને ક્યારેક તો આ કારણે કુટુંબની અંદર ફાટફૂટ પડે છે.

લાગણીએ દોડવેલા આ પથ્થરો છે. તમે ટેકરો ચડી રહ્યા હો અને ઉપરથી કોઈ પથ્થર દોડવે તો એ પથ્થર ભયાનક બની કૂદતો નાચતો તમારા પર કૂદી આવે છે. પણ તમારામાં સાચી ક્ષણે એ નેમ ચુકાવી દેવાની શક્તિ હોય તો તમને નુકસાન કર્યા વિના અવાજ કરીને એ નીચે ચાલ્યો જાય છે, નકામો બની જાય છે.

કચેરીની અંદર વ્યવસ્થા રાખવામાં જેટલી કાબેલિયત રાખવી પડે છે એના કરતાં ય કાયાની અંદર કામ કરતી લાગણીઓને બરાબર રાખવાનું કામ જરાય સહેલું નથી. એ તંત્ર પણ યોગ્ય વહીવટ માગે છે, યોજના માગે છે, ગમ ખાવાની શક્તિ માગે છે.

આપણાં જીવન ભવ્ય ન હોય, આપણી પરિસ્થિતિ સામાન્ય હોય તો ય આપણે એકબીજાને આપણી સરળતાથી નવાજી શકીએ છીએ.

હેતને છાપરે ચડી પોકારવાની જરૂર નથી પણ હેતને બંસીનું નમણું રૂપ જરૂર આપી શકાય છે, બંસી જેવા મધુર સ્વરે હેતને હરતું ફરતું કરી શકાય છે. ઘરના કોઈ જણને અમુક શોખ હોય તો એ શોખનો યોગ્ય ક્ષણે સ્વીકાર કરવામાં એ શોખીન જણના વિકાસમાં વધારો થાય છે, એને એનું ઘર રહેવા જેવું લાગે છે.

આજનાં ઘરો ભાંગવા માંડયાં છે કારણ કે એકેએક જણ ધાર્યું કરવા માગે છે. એક બીજાની વલણને સમજવાની અનિચ્છા દાખવે છે. ઘર એ જાતજાતની લાગણીઓની કુસ્તી કરવા માટેનો અખાડો છે એમ તેઓ ધારી લે છે.

પરિણામે નાનો જણ ઘરની બહાર નીકળી જાય છે, અલોપ થઈ જાય છે અને મોટો જણ અખબારની કચેરીમાં જઈ જાહેરખબર આપે છે અને નાનેરા જણને મનાવી લેવા માટેના શબ્દો પ્રસિદ્ધ કરે છે.

અખબારની અંદર પ્રસિદ્ધ કરતાં પહેલાં આ પ્રકારના શબ્દો જો ઘરની અંદર જાગ્યા હોત તો આ બધી ઉપાધિમાંથી આખું ઘર બચી ગયું હોત!

ઘરની અંદર રહેતાં સહુને, પોતપોતાનાં વ્યક્તિત્વનો ઝંકાર જાણવો ગમે છે. પતિ બહારની દુનિયામાં દિગ્વિજય કરીને આવ્યો હોય પણ એની પત્ની એની કદર કરતી નથી હોતી તો એનું મન ખાટું થઈ જાય છે. એજ રીતે પિતા અને પુત્ર, ભાઇ અને ભાઈ બધા વચ્ચે એક બીજાની શક્તિ માટેનો ઉમળકો વસવો જોઈએ.

એક કિસ્સો યાદ આવે છે. ભૂતકાળના એ દિવસો હતા. ત્યારે રજપૂતો પરાક્રમની પાંખ પર એમનાં નામો લખાવવાની ઉમેદ રાખતા.

એક રજપૂત બુઝર્ગ થયા હતા. ઘોડીની પીઠ પર બેસી એમણે પરાક્રમોનો બરાબર પીછો કરી જાણ્યો હતો અને ઘોડીએ બેસી એમણે બહાદુરીને પોતાની બનાવી

હતી. એમની વય મોટી થવા લાગી. એઓ બુઝર્ગ થયા. શરીર પર કરચલીઓ પડી ગઈ. મેદાનને બદલે ઢાલીઆ પર જીવન જીવવાનો સમય આવી ગયો.

એમની આંખના ખૂણામાં ચમકાર હતો, એ જે જીવન જીવ્યા હતા એની એ ઉજળી લીટીઓ હતી. એમના એક પુત્ર હતા. પુત્રને એમણે તાલિમ આપી પણ પુત્રનાં પરાક્રમનો કોઈ કિસ્સો સાંભળવાની એમની ઈચ્છા હતી.

અને એ ગામનાં પાદર પર એક વિકરાળ માણસખાઉ દીપડાના વાવડ આવ્યા. એ દીપડો એટલો ચબરાક હતો કે શિકારની કોઈ નેમ પર એ આવતો નહોતો.

એ દીપડાએ ઢોરોને ખતમ કરવાની અને માણસોને પણ ફાડી ખાવાની પ્રવૃત્તિ આદરી દીધી હતી.

એક સાંજે એ બુઝર્ગ રજપૂતના એકના એક પુત્ર ગામની બહાર ફરતા હતાા. સૂરજ ડૂબી ગયા પછી પણ એમણે ફર્યા કર્યું. એમના હાથમાં કડિયાળી એક ડાંગ હતી.

એ બરાબર એક ઝાડ આગળથી પસાર થતા હતા ત્યાં સામેના તળાવ આગળ એમણે કાંઈક જોયું. એ આકાર લપાઈને એમના ભણી આવતો એમને લાગ્યો. કાંઈક ચકમક થતું હતું. એમને ખ્યાલ આવી ગયો કે નામી માણસખાઉ દીપડો જ એમના પર ચડાઇ લાવી રહ્યો હતો.

આ વિચાર વધુ થંભે એ પહેલાં તો એમની સામે એ વિકરાળ જાનવર આવી પડયું—ને એમણે હવામાં ફેરવીને કડિયાળી ડાંગ દીપડાના માથા પર ઝીંકી.

ભયાનક મારામારી થઈ. દીપડાની ચપળતા અને લાઠીની વીજળી બન્ને ટકરાયાં. લાઠીની વીજળી જીતી ગઈ. દીપડો હેઠો પડયો.

—અને અનેક ઘાવ લઈને પુત્ર ઘેર આવ્યો. પિતાએ એ દ્રશ્ય જોયું. આખી વાત સાંભળીને પિતાની બાંધેલી છાતી પરની કસ તૂટી ગઇ. એની છાતી ઊંચી ગઇ. એ બોલી ઊઠયા.

"હવે હું ભલે મરું. મારો દીકરો સિંહનું બચ્ચું જ છે."

એ પુત્રને આ વાક્ય વારસા તરીકે જાળવી રાખવા જેવું લાગ્યું. જગત આખું એની કદર કરત કે ન કરત પણ એના બાપુએ એની કદર કરી એ વિચારથી એનું જીવન એને જીવવા જેવું લાગ્યું.

આજે ન બને એવો આ કિસ્સો છે પણ એના પરથી આપણે આ મુદ્દો સમજવાનો છે કે માનવીને એનાં પોતાનાં માણસો પાસેથી કોઇ ક્ષણે કોઈ ભેટ જોઇતી હોય છે.

જેમ રજપૂત વીરની સામે દીપડો આવ્યો એમ આજે નવાનોખા પ્રશ્નો દીપડાની જેમ જ માનવીને રંજાડવા કૂદી આવે છે; એવે વખતે જેઓ એ "જાનવર" ને પૂરું કરે છે એનો પુરુષાર્થ આગળ આવે છે. આવા પુરુષાર્થનો સ્વીકાર ઘરનાં માણસો કરે તો આનંદનું મોજું ઊછળી પડે છે.

૩૩

# મગજનો બળવો

બળવો હિંદુસ્તાનમાં થાય છે. ધરતીના એક છેડાથી બીજા છેડા સુધી બળવો થયા કરતો હોય છે. આવા બળવાઓની માહિતી ઇતિહાસ આપ્યા જ કરતો હોય છે. અખબારો એનાં મથાળાંથી બળવાની આગનો પરિચય આપતાં રહે છે.

પણ એક બળવાની માહિતી સાધારણ રીતે ફેલાવો પામતી નથી. એ બળવો બરાબર બનતો રહે છે પણ એની જાણ ખાસ થતી નથી.

એવો બળવો ક્યાં જાગે છે?

એવો બળવો માણસના મગજની અંદર જાગે છે. અને એ બળવો જ્યારે ફાટી નીકળે છે ત્યારે માનસને જ બરાબર એનો કાબુ લઈ લેવો પડે છે.

મગજમાં આવું યુદ્ધ ફાટી નીકળે ત્યારે પાંચમી કતારનું કાળું કામ કોણ કરે છે?

મગજની અંદરની ઉપાધિ પાંચમી કતારનો બોજો સંભાળે છે અને એ ઉપાધિ માણસને ભાંગી નાખવામાં સહાય કરે છે.

ઉપાધિ એની પાસે જાતજાતનાં છૂપાં શસ્ત્રો સાચવે છે. એકવાર મગજનો કબજો લીધા પછી ઉપાધિ એની પચાવી પાડેલી જગ્યા માટે જબરી લડાલડી કરે છે. ઉપાધિનાં છૂપાં શસ્ત્રો તરીકે બીકને બરાબર ઓળખાવી શકાય તેમ છે. કોઇપણ નિર્ણય લેવા બાબતનો સંકોચ એ પણ એનું છૂપું શસ્ત્ર છે.

ઉપાધિ કોની સામે હાર ખાઈ જાય છે? જેઓ ઉપાધિના બળવાને બરાબર દાબી દઈ શકે છે, 'તને હું જોઈ લઈશ' એવી વૃત્તિથી જેઓ ઉપાધિ સામે મોરચો ઊભો કરે છે તેઓનો માર્ગ રૂંધાતો અટકી જાય છે.

ઉપાધિને જો તમે તમારા મગજમાં ઘર કરવા દેશો તો તમે તમારા મોટામાં મોટા દુશ્મનને ઘર દેખાડી દીધું એમ જ કહી શકાશે.

કારણ કે એના વસવાટ પછી તમારી સ્મરણશક્તિ ડચકાં ખાવા માંડશે, તમે અથરા થઈ જશો, તમારી બોલી થોથાશે, તમે શરમાતા જગતમાં ફર્યા કરશો, ખરે વખતે તમારે જે યાદ રાખવાનું હતું એ યાદ નહિ રહે, તમારી મુલાકાત વખતે તમારે જે મુદ્દો બીજાને બરાબર કહેવાનો હતો એ મુદ્દો જ કહેવાતો રહી જશે અથવા એવી રીતે એ રજૂ થશે કે પાછળથી તમને એ માટે પસ્તાવો થશે. ટૂંકામાં તમારી શકિતમાંથી તમારો વિશ્વાસ ઊડી જશે.

તમારું મગજ એ તમારી જીવન સવારીનો અસવાર છે. એ મગજમાં અંધાધૂંધી ભરી હશે તો તમારી સવારી

ન જવાનું હશે ત્યાં જઈ પહોંચશે અને જબરી ખલેલ પાડશે.

અસવાર જો કુશળ ન હોય તો કઝાડું જાનવર એને તરત જ ઉથલાવી નાખે છે પણ અસવાર સાબૂત હોય તો અશ્વને પણ અસવારના વિચાર પ્રમાણે જ ચાલ ચાલવી પડે છે.

જિંદગીને તમે માણકી ઘોડી જેવી કલ્પી લેજો. અને એને કઝાડાં જાનવર જેવી પણ કલ્પી લેજો. તમારા માનસની 'રાંગ'માં જો જિંદગી બરાબર આવી જશે તો તમને રેવાળ ચાલનો આનંદ મળશે.

એટલે તમારા વિચારો બળવાન હશે તો તમારી જીવનની કૂચને બળવાન બનવું પડશે.

કેટલાક માણસોને એમનાં મુખ મચડવાની આદત પડી ગઈ હોય છે. એ મુખ અમસ્થું સારું છે, પણ વારેવારે એનાં મુખનાં સ્નાયુઓ ખેંચાયા કરે છે. મુખ મચડાય છે અને એ ચહેરો કદરૂપો બની જાય છે.

આમ કોણ કરે છે? મગજની અંદરના નબળા વિચારો. ઉપાધિની માળા ફેરવનારાઓ આ રીતે એમના સુંદર મુખને બગાડી નાખે છે.

વિચારોમાં કમળની પાંદડી ઊઘડતી હશે તો વર્તનમાં જરૂર એ કમળની પાંદડી એક દિવસ ઊઘડી પડશે.

ચિંતનમાં ધૂપદાનીની સુવાસ જલતી હશે તો તમારાં નાનાં મોટાં કામો આસપાસ એ ધૂપદાની ફરતી રહેશે.

૩૪

# ઈન્સાનની ઉડાન

આજે વહેલી સવારે પરાંની ગાડીમાં બેસીને કામ પર મુંબઈ આવતો હતો. ગાડી ભરેલી હતી. પણ આ ગાડીમાં જરા જુદી જાતનાં ઉતારુઓ હતાં. એ ઉતારુઓના વેશમાં કોઈ ભભકો નજરે પડતો નહોતો પણ તેમનાં મુખ ઉપર એક પ્રકારનું ગૌરવ દેખાતું હતું.

સવારથી સાંજ સુધી કામ કરનારાઓના ચહેરા ઉપર જે ગૌવરની છાપ પડી રહે છે એ છાપ એમના પર હતી.

આજની ટાઢમાં વહેલી સવારનું આ કામકાજ તેમને આકરું નહોતું લાગતું ?

તેમની વાતો ઉપરથી એમ મને જાણવાનું મળ્યું કે તેઓ કામ પર વહેલા જતાં એનું 'લાયક' અભિમાન તેમને થતું હતું.

સવારનો સમય કામ માટેનો ઉત્તમમાં ઉત્તમ સમય છે. માણસ વહેલો જાગે, તૈયાર થાય અને કામ માટે ઘર છોડે એ આખી ક્રિયા માણસને મહત્વ આપનારી બની રહે છે.

ગૃહિણીને પણ આ આખી ક્રિયામાં રસ રહે છે કારણ

કે વહેલો જનારો આદમી એની સાથે રોજી લેતો આવે છે એટલે તો ગૃહિણી પણ પતિને કામ પર મોકલાવવા માટેની ક્રિયામાં બરાબર સહકાર આપે છે.

પુરુષનું આ પ્રકારનું મહત્ત્વ—એની સામે કોઇ મહિલા મંડળે વાંધો ઉઠાવવો ન જોઈએ.

અને હું તો આ આપણાં સામાન્ય ઘરોની અંદરની વાત કરું છું.

હિંદુસ્તાનમાં આ રીતે મોટો વર્ગ પુરુષોનો—વહેલી સવારથી કામ પર જાય છે એમનો પરિચય આપવા પ્રયત્ન કરું છું.

પરાંની ચાલતી ગાડીએ આ બધા માણસો શી વાતો કરતા હતા? ઘણાખરા તેમનાં કામની વાતો કરતા હતા.

કચેરીમાં, કારખાનામાં, પેઢીમાં ગમે ત્યાં જઈ તેઓ તેમનાં જીવનની ભાતને જાળવી રાખતા હતા.

"હું તો મારા મેજ પર વહેલો બેસી જાઉં છું અને એકદમ મારાં કામનો નિકાલ લાવું છું. બપોર પહેલાં તો હું અગત્યનાં કાગળીઆનો ફેંસલો બોલાવી દઉં છું."

રોજિંદા કામ માટે આટલી હોંશ જીભ પર આવતી હતી એનું એક કારણ સવારનો સમય હોય એમ મને લાગ્યું.

બીજાએ કહ્યું: "હું કારખાનામાં જાઉં છું ને યંત્રો મને જોઈ રાજી થયાં હોય એમ તરત ચાલવા લાગે છે."

આ રીતે કામ માટેનો ઉમળકો મેં મારા કાને સાંભળ્યો.

મને વિચાર આવ્યો કે આવી હોંશને કારણે જ જગ-તનું તંત્ર ચાલતું હતું.

અને મને બીજું ચિત્ર પણ દેખાયું. આવા માણસો કામ પર જતા હતા ત્યારે કેટલાક માનવીઓ પલંગમાં સૂતા હતા.

સૂરજ ઊગી જાય અને ઘરની અંદર તીખો તડકો દાખલ થઈ જાય પછી તેઓ એમનાં સ્વરૂપમાં માંડમાંડ આવતા હતા.

એમના આળસની યાદ ડંખ દે એવી હતી, કામ માટેનું ગૌરવ તેઓ માણી શકતા નહોતા એ તેમની કમ-નસીબી હતી એમ મને આ વહેલી સવારે લાગ્યું.

સૂરજ ઊગ્યા પછી પથારીમાં પડી રહેનારાઓ એમની શક્તિને નાહક ઊંઘતી રાખે છે.

તડકા પછી જે હવા મળે છે એમાં એટલી તાજગી હોતી નથી.

અને એટલે એવા આળસુ માણસોનો દિવસ જ ખોટી રીતે ઊગે છે.

વહેલી સવારે તમે જાગો તો આપોઆપ તમને 'કાંઈક' કરવાની સ્ફૂરણા થશે.

સવારનો સમય એવો હોય છે કે માનવીની કામ કરવાની શક્તિને એ બમણી બનાવી દે છે.

સવારના નવથી તે બાર વાગ્યા સુધી જે કામ કરી શકાય છે એ કામ રમતમાં બની જતું લાગે છે.

કારણ કે ઊંઘ્યા પછી જાગીને તમે જે કાંઈ પહેલું કરો એની પર તમારું તાજું મગજ અડકી જાય છે.

કેટલાકો ઘરની અંદરથી મોડા મોડા બહાર નીકળે છે ત્યારે ઘણાઓએ તો એમના કામની જમા બાજુ ભરી દીધેલી હોય છે.

જેઓ કોઈ કામ કરતા નથી એ માણસો સવારે જાગીને અભિમાન શેને માટે લઈ શકે ?

યોગ્ય કામ વિનાનો માનવી કપાએલી પાંખના પંખી જેવો છે. પાંખ વિનાનું પંખી ભલે ચારો કરી શકતું હોય પણ એને એ ચારો માણવા જેવો નહિ લાગે.

તમે વહેલી સવારે કાબરોને ઊડતાં દીઠી છે ? એ કાબરો વહેલી સવારે ચાર છ માઈલ દૂર એનો ખોરાક શોધવા જાય છે.

એ જ રીતે બીજાં પક્ષીઓ પણ વહેલાં જાગી જાય છે કારણ કે તેમને કુદરતે એ જાતની ખોરાક શોધવા માટેની જવાબદારી સોંપી છે.

કીડી અને મંકોડા પણ આ રીતે સવારથી જ કામ પર લાગી જાય છે.

આવી પ્રવૃત્તિ એ જીવનનું ગૌરવ છે. મધપૂડો ગણુ-ગણાટ કરે છે, કારણ કે એ કામ કરે છે અને એ કામ કરે છે માટે એ મધ મેળવે છે.

માનવીઓએ સવારથી સાંજ સુધી પ્રવૃત્તિનું મધુર સંગીત બજાવ્યા કરવું જ જોઈએ.

## ૩૫.
## ઘીનો દીવો

ઘરની અંદર ઘીનો દીવો કરવામાં આવે છે. અંધારાંને માત્ર હાંકી કાઢવા માટે એ પ્રગટાવવામાં આવતો નથી. એના અજવાળે કામ કરવા માટે એને જલાવવામાં આવતો નથી. ઘરની અંદર બીજાં અજવાળાં તો તેજથી ભરેલાં રહેતાં હોય છે.

પણ ઘીનો દીવો ઘરને મંદિર તરીકે ઓળખવાની પ્રેરણા આપે છે. એ સોનેરી તેજ-લીટી સંસ્કાર માટેની ચોકી કરતી હોય એમ લાગે છે. એ નાનકડું પ્રકાશનું પ્રતીક, વાતાવરણને નાથવાનું કામ પાર પાડી શકે છે.

ઘરમાં આમ એકલો દીવો ઝગમગાવવાથી ઘરનો માણસ જીવનમાં પગ જમાવે છે એમ માની લેશો નહિ.

એ દીવાએ ઊભું કરેલું વાતાવરણ પણ માનવીનો સહકાર માગે છે, માનસનો વિકાસ ચાહે છે.

આપણી માતાઓ ઘણીવાર દિલમાં વેદના રાખીને પણ સાંજ પડે ઘીનો દીવો કરવાનું ચૂકતી નથી.

સંતાનો મરી પરવાર્યાં હોય, દીકરીઓ સાસરે જવાને બદલે સ્મશાને ગઈ હોય, દીકરાઓ કામે જવાને બદલે ચિતાના અંગારા પર પહોંચી ગયા હોય, આવાં દુઃખોએ માતાના મુખ પર કરચલીઓ મૂકી દીધી હોય તોય સાંજ પડે એ ઘરની અંદર ઉજાસ રાખવા માટેના ઉમળકાને કેમ મરવા દેતી નથી ?

મા જાણે છે કે ગમે તેટલી આપત્તિઓ છતાં પણ ઘર તો ચાલવું જ જોઈએ. એનાં જે સંતાનો જીવતાં હોય એમણે જીવન જીવવું જ જોઇએ. અને જીવનની શ્રદ્ધાની આ લાગણી આ રીતે દીવાની વાટે ચડી જાય છે.

જ્યોતને અખંડ કહેવામાં આવે છે એટલે જિંદગીઓ આવે અને જાય પણ જીવનનો ઉમળકો જ્યોત રૂપે જળવાતો રહે છે.

સાંજે જાગતો અને થોડા સમય જીવી ઊંઘી જતો ઘીનો દીવો આ રીતે જીવનનો મહિમા સોનેરી જીભથી સમજાવતો રહે છે.

હવે તમે આવા દીવા પર નજર નાખો ત્યારે આ રીતે એને ઉકેલજો. પછી તો તમે પણ તમારાં પોતાનાં નિરીક્ષણો હાથ કરી શકશો.

આ રીતે આપણે બહારની મદદ લઈ, પ્રતીકની પ્રેરણા મેળવી માનસને ઘડવા મહેનત કરીએ છીએ. પણ એ ઘડતરને અર્થ તો ત્યારે જ મળે છે જ્યારે એના પર માનવી એની પોતાની મહોર મારે છે.

ક્યારેક એમ બને છે કે મગજ ખીલવા માટે તૈયાર થએલું હોય છે, બગીચાની જેમ ખીલી ઊઠવાની એનામાં શક્તિ ભરેલી હોય છે પણ એ બાગ ખીલતો થાય એ પહેલાં એને ઉજ્જડ કરી દેવામાં આવે છે.

શાથી ? મગજને નાહક ઠોલવાથી. નાહિંમતના વિચારોથી, ભાવિના ડરના આંચકાઓથી.

વધુમાં વધુ આપત્તિ શી હોય ? એવી આપત્તિઓમાંથી પણ જગતના માણસોએ માર્ગ કાઢયો છે.

આર્થિક ભીડ ? એ કોઈ રીતે ભીડ ભાંગી જતી નથી, એની ફિકરને ઉઝેરવાથી.

આર્થિક આફતને કારણે તો કેટલાકોએ એમના પુરુષાર્થને બેઠો કર્યો છે અને મેદાન પર ઉતરી એવા માણસોએ એમની ઝઝૂમવાની શક્તિથી જગતને ચકિત કરેલ છે.

આજની ગરીબાઇ અને આજની શ્રીમંતાઈ—એ કાંઈ કુદરતના જ કાનૂનો નથી—સામાજિક વ્યવસ્થાની અંધાધૂંધીનું એ પરિણામ હોય છે.

બીજી બીકો તમને શીદને બીવડાવે છે ? તમને લાગે છે કે દુનિયાના નવા પલટાઓમાં તમારું શું થશે ?

આવો ડર કોણ રાખે? જેણે કાંઈ કર્યું ન હોય અને જેણે માખી જ મારી હોય.

જો તમે તમારાથી આગળ આવ્યા હશો, તમે તમારા ઘડતરને જાણ્યું હશે, કેળવ્યું હશે તો તમારી જગ્યા ગમે તે જમાનામાં થઈ જ રહેવાની.

અને ધારો કે તમે તમારા ઘડતરમાં પાછળ રહી ગયા હો તો ય ગભરાઈ જશો નહિ.

આજથી જ તમારા ઘડતરના મુદ્દાને હાથમાં લ્યો તો દરરોજ તમારો ‘ ઉછેર ’ તમને નવી નવી વાતો સમજાવતો રહેશે, નવી સમજણ આપતો રહેશે, નવું બળ આપતો રહેશે.

તમારી જુવાન વય પૂરી થતી હોય તો ઉતાવળ કરી એ અવસ્થાનું અવસાનગીત ગાશો નહિ. જુવાની એ એકલા શરીરનું જ સંગીત નથી.

જુવાની તમારા ઉમળકામાં જળવાઈ રહે છે. તમારા જુસ્સાની છોળ પર એ નાચતી રહે છે. તમારી વલણ સાથે ફુવારાનાં પાણીની શેડ ઉપર લીંબુ કૂદે એમ કૂદતી રહે છે.

મૃત્યુનો વિચાર તમને કોઈવાર સતાવે છે? એનો ડર તમને હેરાન કરે છે?

મૃત્યુ આવે એ પહેલાં એનો ડર શા માટે? ડર રાખવાથી કોઈ અવસ્થાને દૂર રાખી શકાતી નથી.

ઘીના દીવાની સામે આંખ માંડોને! એનું આયુષ્ય કલાકોનું હોય છે પણ એની ઝલક કેવી હોય છે?

એ આતે નાનકડા દીવાને જ તમારો ગુરુ બનાવે ને!

તમારાં માનસનાં અંધારા એ ગુરુની સોનેરી દીક્ષા પછી જરૂર આઘાં થઈ જશે.

## ૩૬

# વાવટાની શક્તિ

વાવટો હવામાં ફરકતો નથી અને એ નીચો રહે છે ત્યારે એનામાં જે અદ્‌ભુત શક્તિ ભરી છે એનો જગતને પરિચય મળતો નથી. એ જ્યાંસુધી લપેટાએલો પડેલો રહે છે ત્યાંસુધી જગત એને સલામ ભરતું નથી, એ ત્યારે જીવ વિનાના વસ્ત્ર જેવો બની રહે છે, પણ એ જ વાવટો જ્યારે હવામાં ફરફરાટ કરે છે, ત્યારે એની શક્તિ કેવી ખીલે છે!

તમારે પણ તમારા જીવનને વાવટાની જેમ ફરકાવી જાણવું જોઈએ. તમારી ઉપાધિની દુનિયાની અંદર ભરાઈ રહેશો, નાનીનાની વાતોમાં તમારા મનને રોકી દેશો તો તમને પગથા થવાની તક નહિ મળે. તમારા જીવનની વિગતોમાં જરૂર રસ લેશો. સરળ લાગતા તમારા દિવસોને તમે માત્ર સરળતાથી જ ઓળખતા નહિ. એ સરળતા પાછળ તમને કોઈ વસ્તુ દેખાશે, જો તમે ઊંડા જશો તો.

તમે આગળ નથી આવતા, તમારો વિકાસ થતો નથી એ વિષેના સવાલો તમને મળી જશે, તમારી આ સરળતા પાસેથી. પ્રશ્ન જાગવો સહેલો છે, એનો ઉત્તર મેળવવો કઠિન છે.

પણ જો તમે વિચાર કરતાં શીખશો તો તમને એકલા પ્રશ્નો જ સતાવ્યા કરશે નહિ. ઉત્તર પણ તમને હાથ લાગી જશે. અને આ ઉત્તરની અંદર તમારા જીવનવિકાસની ચાવી રહેલી હશે. તમારા ઉદ્ધાર માટેની એમાં કળી છુપાએલી હશે. એ કળીને ફૂલ કરવાની શક્તિ હાથ કરવાનું કામ પછી તમારું બની રહે છે.

તમે જીવન જીવે જાવ છો પણ જીવન માટેની લાગણી તમે ગુમાવી દીધી હશે તો તમારો રંગ જીવનના વાવટા પર છંટાએલો નહિ હોય.

તમારામાં સંસાર સમજવા માટેનો શોખ હોવો જોઇએ. ઘરની અંદર ગળાતી સરળ સાંજ, રવિવારની રજાનો દિવસ, ઘર ચલાવવા માટેની ચીજોની વ્યવસ્થા કરવાની જવાબદારી–આ પણ તમારી ચીવટ માગી લ્યે છે. એ ચીવટ તમને જીવનમાં કામ લાગશે. સંસારની અંદરની એ તાલીમ તમને સંસારની બહાર પણ કામ લાગશે.

જીવનના સામાન્ય બનાવો પણ બગાસાંથી ઉકેલવા ન જોઇએ. દ્રષ્ટિ હોય તો એ બનાવો અસામાન્યતાનું રૂપ લઇ શકે છે અને તમારી માનસિક રાજધાનીનો વિસ્તાર કરી આપે છે.

આપણે ઘરની અંદર પગરખાં ઉતારીને અંદર દાખલ થઈએ છીએ એટલે આઘા ઊભા રહી માત્ર બનાવો જોવા માટે આપણે પગરખાં ઉતાર્યાં નથી. ઘરની બહાર પગરખાં સહિત તમે બનાવો આસપાસ ઊભા રહો છો પણ તમારા

ઘરમાં તો તમારે નાના બનાવોની સાથે હળીમળીને રહેવું પડે છે. દંભ વિના એની સાથે સંબંધ રાખવો પડે છે. એટલે તો ઘરની વાત થોડી વસમી હોય તોય માનવીને એ વાત જીરવવી ગમે છે. કારણ કે એનું પોતાનું મહત્ત્વ એમાં સમાએલું છે, એની દ્રષ્ટિ એમાં કામ લાગે તેવી હોય છે, એનું પોતાનું દિગ્દર્શન એમાં સંકળાયેલું હોય છે, એનો હિસ્સો નોંધાયેલો રહે છે.

આને લીધે એવી પરિસ્થિતિમાં માનવીની નજર એના બાહુ પર જાય છે, એની મગજની શક્તિ પર જાય છે. એના હ્રદયના થડકારા પર એના કાન જાય છે.

બહારનાં જગતમાં જે ચીજો, જે પ્રશ્નો સામાન્ય લાગે છે એ ઘરની અંદર આવું નમણું રૂપ લઈ શકે છે.

જીવનનાં બંધન આ કારણે પ્યારાં લાગે છે. કોઈવાર તમને એમ લાગે છે કે જગતના કેટલાક માણસો મહાન બની જીવન માણી રહ્યા છે ને તમે જિંદગીનો ભાર ઉપાડી રહ્યા છો તો આ સરખામણી પણ તમારામાં એક પ્રકારનો જુસ્સો ભરી દેશે. તમને મોટા જીવનના મિનારાની કલ્પના આવશે. ને તમારું જીવન એ મિનારા આગળ મૂકશો તો એ અતિશય નાનો મિનારો લાગશે. પણ તમારી આ સરખામણી તમને સતત મોટા મિનારા પર નજર કરતા કરી દેશે ને એક દિવસ તમે એ ઊંચાઈ મેળવી હશે.

તમારામાં સવાલ જાગ્યો હતો માટે તમને આવો જવાબ મળ્યો. એટલે મગજની અંદર સવાલજવાબને તો વહેતા રાખવા જ જોઈએ. કોઈ મોટો મિનારો ઊભો કરી

શક્યું હોય તો એની અદેખાઈ કરવાનો કંઈ અર્થ નથી. કારણ કે અદેખાઈ કરનાર એના ભાવિ મિનારાના દુશ્મન બની જાય છે, એને બદલે એ ભવ્ય મિનારા માટે ઉમળકો ઊભો કરવાની જરૂર છે. તો એ સરખામણી રૂડું પરિણામ લાવી શકશે.

જીવનને ધણધણાવતા મોટા બનાવો પહેલાં ભલે રાક્ષસ જેવા લાગે પણ એ રાક્ષસો જ નથી. એ બનાવોથી તમારું સમતોલપણું તમારે ગુમાવી દેવું ન જોઈએ, દિલની ધરા ભલે ધ્રૂજી ઊઠે પણ તમારું મન સાબૂત હશે તો એ રાક્ષસો તમને ઓળખીને બીજે ઘેર ચાલ્યા જશે.

હું તો તમારી પાસેથી એટલું જ જાણવા માગું છું કે તમે સોએ સો ટકા જીવન જીવો છો કે નહિ? તમે ભલે ભાડૂતી ઘરમાં રહેતા હો, તમે ભલે સુંદર મકાનમાં રહેતા હો, તમે ભલે તમારી માલિકીનાં મકાનમાં રહેતા હો. સોએ સો ટકા જીવન જીવતા હશો તો જીવનની નોબત તમે સાંભળી શકશો, તમે એની સારેગમ ઓળખી શકશો.

દુ:ખ આવે તોયે જીવન જીવવા માટેની લાગણી બરાબર સજીવન રહેવી જોઇએ.

તો તમે જીવનનો વાવટો જાળવ્યો ગણાશે, ફરકાવ્યો કહેવાશે, ઊડતો રાખજો એ ધ્વજ !

૩૭

# ફૂલવાડીની હવા

**મ**ને ફુરસદ છે, સાહિત્ય અને કલાના પુસ્તકો માણવા માટેની. મને ફુરસદ છે, જીવનનો રંગ ઘૂંટવાની. મને ફુરસદ છે, આકાશ અને દરિયાની મોકળાશ સમજવાની. મને ફુરસદ છે, શિખર પર પહોંચવાની અને શિખર પર પહોંચ્યા પછી વધુ શિખરો પર જવાની અને ત્યાં પહોંચીને નમ્રતાને ભેટવાની.

મને જરૂર ફુરસદ નથી, બીજાઓના ધંધામાં નાહકનું માથું મારવાની, બીજાની દુકાનદારીમાં મારો ફાલતુ અવાજ ફેંકવાની, બીજાઓના ખાનગી જીવનમાં અમસ્થું ડોકિયું કરવાની.

કામગીરીના આજના જમાનામાં માનવીને મુશ્કેલીએ ફુરસદ મળે છે. અને આ ફુરસદને એ જો નરી જાળ સમજી બીજાના દરિયામાં એનો ઘા કરે તો એને રૂપેરી શંખલા તો મળતા નથી જ પણ એને એની પોતાની ફુરસદની લાશ મળી આવે છે.

તમે જગતના ભલા માટે જગતનો જરૂર વિચાર કરો, બીજા કોઈના કલ્યાણ માટે બીજાઓનો વિચાર કરો પણ

માત્ર તમારી ઉત્સુકતાને ખાતર તમે પારકી પંચાતનાં બારણાં ખખડાવો નહિ.

બીજો માણસ ખીણુની અંદર ગબડી જવાનો છે અથવા તો એ આમ કરવાનો છે કે તેમ કરવાનો છે એની ચિંતા તમે એ માણસને જ સોંપી દો.

તમને સમય મળે છે એમાં તમે તમારા જ ઉદ્ધારની મોંપાટ લીધા કરોને! ઉદ્ધારનો વિચાર કરવો એટલે તમારા સ્વાર્થનો જ ખ્યાલ કરવો એમ નથી.

પેલાએ આમ કર્યું હોત તો એ વધુ ફાવત. આવું વાક્ય તમે વારેવારે બોલતા હો તો તમે એ વાક્યને ભૂલી જઈ એમ મનમાં નક્કી કરો: "મેં આમ કર્યું હોત તો હું વધુ આગળ જાત." મારી ખાત્રી છે કે એક દિવસ આ નાનકડું વાક્ય અને આ નાનકડો નિર્ણય તમારી વાહવાહ પોકરાવશે.

મસ્તકમાં તમે પરાયા જીવનનો મેલ ભરો એનાં કરતાં તમારા મસ્તકમાં તમે જીવનની ફૂલવાડીની હવા ભરો તો!

એવી રીતે જ વિચાર કરતાં શીખો કે મસ્તક ગરણી બની કચરા કસ્તરને બહાર રાખે ને અંદર તો નિર્મળ ચીજને જવા દે.

સારો વિચાર કરવો હોય તો એને માટે પણ આ

પ્રકારની માનસિક કસરત કરવી પડે છે. તમે પોતે જ એ અજમાવી જોશો.

આંખને વહી જતું સ્વચ્છ પાણીનું ઝરણું જોવું ગમે છે, કોઈ સુંદર રંગીન વસ્તુ જોવી ગમે છે, એ જ રીતે મગજને પણ એવી સામગ્રી પર થોભવા દેજો કે મગજને તાજગી મળે.

આંખ એકને એક દ્રશ્યથી થાકી જાય છે પછી એ જ આંખ સામે હરિયાળી જમીન આવી પડે છે તો આંખને કેવો આરામ મળે છે!

મસ્તકને પણ એ રીતે કોઇ વિચારના કોઈ લીલા છોડ પર મૂકી દેજો.

દોરડા ઉપર ચાલનાર મદારી ઊંચા વાંસડા પર બાંધેલાં દોરડાં પર ચાલી શકે છે. કારણ કે એ માત્ર એના પોતાનાં પગલાંનો વિચાર કરે છે. એ જો નાહકનો વિચાર કરે તો જરૂર એનું સમતોલપણું એ ગુમાવે અને દોરડા પરથી એ પડી જાય.

એટલે ઈન્સાને એની નસનો ઉપયોગ ઉમદા જિંદગી માટે કરવો જોઇએ.

## ૩૮

# પૂતળીના ચાળા

બનાવટ—તમારા જીવનમાં પાત્ર બનવા હમેશાં પ્રયાસ કરે છે. તંદુરસ્તીથી એના હોઠ લાલ બન્યા નથી પણ એણે તો એ રંગની મિલાવટ કરી તમને ઠગવા એ રૂપ ધર્યું છે. તમારું મન હારી જતું હોય છે ત્યારે આ બનાવટ તમારા મન પર ગુલાબી ફૂંક મારવા આવે છે. તમે એના ખોટા ખ્યાલમાં તણાવ છો. તમે એમ માની લ્યો છો કે આ બનાવટનો સંગાથ કરી તમે જગતને જીતી શકશો.

તમારામાં આ ખ્યાલ ઊગે છે કારણ કે બનાવટે તમારા કાનમાં કહી દીધું હોય છે:

‘જોયાને એમને? ઓળખ્યા? જગતને બનાવીને ધનવાન બની ગયાને!’

‘ધંધો ન ચાલ્યો તો પછી ભેળસેળનો આશરો લીધો. અસલ માલ દપટાવી દીધો ને નકલી માલનો ફેલાવો કરી દીધો—લાખ્ખો રૂપિયા મળ્યા.’

બનાવટ કાનની અંદર આવી વાતોનો ગણગણાટ કરી તમારા મનને ભ્રષ્ટ કરવા મહેનત કરશે. કારણ કે તમને એમ લાગી ગયું છે કે દુનિયા સાચકલા માણસોની છે જ નહિ. એને તો એક જ ભાષા ગમે છે, બનાવટની.

હારેલું મન આ વિચાર સુધી પહોંચે એ સમજી શકાય તેવી વાત છે પણ આ હારેલું મન બનાવટના દાખલાઓનો જે સરવાળો કરે છે એ બરાબર નથી.

બનાવટ કરીને સફળ થએલા માણસોની સંખ્યાના કરતાં પોતાની શક્તિથી ઊંચા આવેલાની સંખ્યા કેટલી હશે ?

બનાવટ કરીને જેઓ પૈસા બનાવે છે એ કારણે જ તેઓનાં જીવન સફળ થઈ ગયાં છે એમ માનશો નહિ. જગતમાં દાખલા દેવાય છે, શકિતશાળી પુરુષોના: બનાવટી સફળ માણસોના નહિ.

જગતના મહાન માનવીઓ સમૃદ્ધિનો ખોળો દીઠા વિના મરી ગયા પણ એમની પાછળ તેઓ એમનાં નામો મૂકતા ગયા છે.

બનાવટ કરનારાઓ પુરુષાર્થની આંકણી કરવામાં નિષ્ફળ ગયા છે એમ સમજી લેજો.

અને માનવી સમૃદ્ધિની આશા રાખે એમાં જરાય ખોટું નથી પણ એ સમૃદ્ધિ, સુખ માત્ર બનાવટને કારણે જ આવી પડે છે એમ માનવાની જરૂર નથી.

બનાવટ એક પ્રકારની થાકેલા માનસ માટેની પૂતળી છે. એ પૂતળીમાં આકર્ષણ છે પણ એ એક નરી પૂતળી છે એનો આપણે વિચાર કરી લેવો જોઈએ. એ પૂતળી તમને ધારો કે મોટરમાં બેસતા કરે તો એમાં ગૌરવ લેવા જેવું છે ?

આખરે તો પુરુષાર્થને બદલે એક પૂતળીની આંગળી ઝાલી ઊંચા આવ્યાને! એમાં ખુમારી શી છે? જગતની આંખમાં ધૂળ નાખવાની પૂતળીમાં શક્તિ છે એટલે એ પૂતળી બીજાઓને ઠગીને તમને સાથ આપી જાય અને તમને "શ્રીમંત" કરી જાય એમાં જીવનનો કયો લલકાર છે?

અને બનાવટ નામની આ પૂતળીની એક આદત બહુ ખરાબ છે. તમને એ કોઇક વાર અર્ધે રસ્તે જ રાખી જાય છે. બનાવટની પૂતળી સાથે જેઓ "પ્યાર" કરે છે તેઓને ઠેઠ સુધી બનાવટને નભાવવી પડે છે પણ જગત એ નભાવવા દર વખતે તૈયાર હોતું નથી એટલે બનાવટનો 'પ્યાર' ખુલ્લો પડી જાય છે.

એના કરતાં મન હારી ગએલું હોય ત્યારે એકબીજા ઝંકાર પર મન વાળવાની હું વિનંતિ કરું છું. એ ઝંકાર છે વાસ્તવિકતાનો.

વાસ્તવિકતાનો સંગાથ વસમો છે, મૂંઝવે તેવો છે, નિરાશ કરે તેવો પણ છે. પણ એ શુદ્ધ સંગાથ છે. મનને મેલું કરવાની ભલામણ વાસ્તવિકતા નહિ જ કરે.

વાસ્તવિકતાનો બરાબર અંદાજ કાઢી માનવી એનાં પગલાં ભરે છે તો જીવનના કેટલાક ફટકાઓ ખાવા માટે એ તૈયાર રહેલો હોય છે. આવે સમયે મનમાં જરા ગૂંચ પડે છે પણ વાસ્તવિકતાની એ ખૂબી છે કે એ જ એ ગૂંચ કાઢવા માટેની સમજ ઇન્સાનને આપી દે છે. વાસ્તવિકતા-

માંથી સ્વાભાવિક જીવનની ઈન્સાનને ઉમદામાં ઉમદા ભેટ મળે છે.

અકસ્માતથી જેઓ "મોટા" થઈ ગયા છે એમની "મોટાઈ" ઉપર જગતે અકસ્માત નામનું લેબલ ચોડી દીધેલું જ હોય છે.

સફળતા પણ સ્વાભાવિક હોય તો એવી જીવનપ્યાલી પીવાની મજા છે.

તમને નવાઈ લાગશે પણ કેટલાકો ધન ગુમાવીને સફળ થયા છે અને કેટલાક ધન મેળવીને નિષ્ફળ થયા છે.

કોઈ એક પ્રયોગ કરનારનો દાખલો લ્યો. પ્રયોગ એટલે જીવનના દરેક ક્ષેત્રમાં. વ્યાપાર હોય, વિજ્ઞાન હોય, કલા હોય ગમે તે.

પ્રયોગ કરનાર માણસ પૈસા ગુમાવે છે પણ એના પ્રયોગને એ ધટ્ટ કરે છે. પ્રયોગને વધુ ને વધુ સફળ બનાવવા માટે એ નાણું રોકે છે, નાણું ચાલ્યું જાય છે પણ પ્રયોગની સિદ્ધિ પછી એ માનવીનું નામ જગતમાં ગાજતું થાય છે.

એના પ્રયોગથી જીવન શ્રીમંત બને છે. દુનિયાનું જ્ઞાન વધે છે. એની ખુવારી જગતને સમૃદ્ધિ આપે છે. હું એવા માનવીને જરૂર સફળ ગણું.

ત્યારે એની સામે જેઓ નાણું મેળવી નિષ્ફળ થાય છે એમની વાત કરું. નાણું જાળવી રાખો, એનું વ્યાજ ખાવ અને એને એમને એમ રાખી મૂકો. પછી જે સરવાળો

થાય એ સરવાળાની બેંકની પોથી પર કોઇ એમ લખે કે ‘ વિધવાનું ધન ’ તો ગુસ્સે થવાનો અર્થ નથી.

પૈસો પણ પ્રવૃત્તિ માગે છે, પ્રવાહ માગે છે, જીવતી–જાગતી માનવીની હૂંફ માગે છે. નહિતર એ ધાતુ, એ સોનું ખાણની અંદર પથ્થર બની રહ્યું હતું ત્યાં એ શું ખોટું હતું ?

ખાણની અંદરથી સોનું બહાર આવ્યું, ને કોઈની બેંકની ચોપડીમાં એ ફરી પાછું દટાઈ જાય તો એ સોનાની અંદર જે “ સુગંધ ” છે એનો લાભ કોઈને મળતો નથી.

એક રૂપવતીની વાત યાદ આવે છે. આ રૂપવતી પહેલાં એકલા અરીસાના રૂપ પર જ જીવતી નહિ, એનો આત્મા પણ રૂપાળો હતો, એનું જીવન પણ સ્વચ્છ હતું.

પણ આ રૂપવતીને ત્યાર પછી વારે વારે અરીસામાં જોવાની ટેવ પડી. એની આકૃતિ ઉપર જ એ આંખ રાખવા લાગી. શણગાર એ જ એનું પછી જીવન બની ગયું. હીરાનો હાર એ જ એનું ‘ધ્યેય’ બની ગયું.

જેઓ એને હીરાનો હાર આપે તેમનાં એ માન કરે, અને એમાંથી હીરાના હાર માટેની હરીફાઈ જાગી.

અને એક દિવસ એવો આવ્યો કે એક પુરુષે કંટા-ળીને, આખરે એ રૂપવતીને હીરાના હારથી જ ફાંસી દઈ દીધી.

ધન એકઠું કરવાનો સાવ એકપક્ષી શોખ આ રીતે ક્યારેક વરવું પરિણામ લાવી આપે છે.

૧૦

એટલે માનવીએ બનાવટ નામની પૂતળીને બરાબર ઓળખી એને આઘી રાખવી જોઇએ અને જીવનની વાસ્તવિકતાને સદા સલામ ભરવી જોઈએ.

હારેલું મન આ રીતે સલામ માટે હાથ ઊંચો કરી શકશે તો જીવન એની સલામ ઝીલ્યા વિના નહિ રહે.

એક દિવસ જીવન જ એના પર આશીર્વાદ ઉતારશે. સૂરજનો તડકો સોનું બની એનાં ગજવાં ભરી દેશે.

## ૩૯

## એક હતું ગામડું

એ ગામ ઉપર આફતો ઊતર્યા કરતી. કોઈનું બાળક મરી જતું. કોઈના ઘરનો મોભ તૂટી પડતો. કોઇના ઉપર બીમારી હુમલો કરતી. કોઇને ત્યાંના ગોળાની અંદર પાણી પૂરતું હતું પણ એ પાણીની સાથે ભળી જતો રોટી માટેનો લોટ નહોતો.

કોઈના ઘરમાં દીકરીઓની સંખ્યાને સાપના ભારા સાથે સરખાવવામાં આવતી હતી. કોઈના ઘરમાં ઘંટીનો અવાજ ચાલતો અટકી ગયો હતો. અશક્તિ એ ઘંટી દળનારીને દળી રહી હતી.

કોઈના ઘરની અંદર ઘોડિયું બંધાતું નહોતું એ કારણે આખું ઘર ઉદાસ દેખાતું હતું. કોઈના ઓરડામાં કોઈ નાલાયક પુરુષ પેસી ગયો હતો ને એણે સંસાર ધૂળધાણી કરાવી દીધો હતો.

કોઈ ઘરમાં અફીણ પેસી ગયું હતું ને અફીણ માટેના પૈસા ખૂટી ગયા હતા.

કોઈના ઘરની અંદર કોઈ સ્ત્રીનો ચાંદલો ભૂંસાઈ ગયો ને કોઇની ગોદ ખાલી પડી ગઈ હતી.

કોઇના ઘરમાં બાપ બહારગામ કમાવા ગયેલા દીકરાના પૈસા આવવાની રોજ રાહ જોતો હતો અને ગામનો ટપાલી ના પાડે ત્યારે ટપાલી સાથે એ બાપ ઝઘડો કરતો હતો.

કોઈ ઘરમાં શહેરથી કાગળ આવ્યો હતો. વધુ પૈસા મોકલ્યા વિના એ ઘરનો જુવાન શહેરની અંદરનો એનો અભ્યાસ ચાલુ રાખી શકે તેમ નહોતો.

કોઈ ઘરની અંદર કોઇને કૂતરું કરડયું હતું અને હડકવાનો ભય પ્રસરી રહ્યો હતો.

કોઈ ઘરમાં સુખ પણ હતું. કિલ્લોલ હતો. સંતોષ હતો. સમૃદ્ધિ હતી.

કોઈ ઘરમાંથી કોઈ બાઈ ભાગી ગઈ હતી; ને એની શોધ માટે ઉપાધિ કરતો કોઇ અશક્ત બુઢ્ઢો પતિ જુવાની સામે ગાળો દેતો હતો.

કોઈ ટોડલા પર તોરણ હતાં. કોઈના ટોડલા ભાંગી ગયા હતા. ઘરની ગાર પર કોઈ રીખવા શીખેલા બાળકના હાથ પડી રહ્યા હતા અને સંસાર હસી રહ્યો હતો.

કોઈના ઘરમાં દીવા થઈ રહ્યા હતા ને ઈશ્વર આગળ માનતાઓ લેવાઇ રહી હતી.

ગામનાં એ ઘરો સાથે ગામના એક ઓલિયા જેવા આદમીને મીઠો સંબંધ હતો. કોઈ ઘરની અંદર સુખ હોય તો ત્યાં પણ એ ઓલિયો જાય ને સુખમાં ભાગ લે, પણ કોઈ ઘરની અંદર દુઃખ હોય તો ત્યાં એ પહેલો દોડી જાય.

સહુ કોઇને રાહત આપવાની કલા એની પાસે હતી. એને સહુનાં આંસુ લોતાં આવડતાં ને હસતાં ય આવડતું.

કોઈ માંદું હોય તો એ ઓલિયા એના ખાટલા પાસે જ બેસતા ને એવી વાતો કરતા કે દર્દીને હિંમત આવી ઘર આખું આશાવાદથી રંગાઇ જતું.

ગામડાંના જીવનની જે ભાત છે એની અંદર જ એ ઓલિયાના જીવનની ભાત મળી ગઈ હતી.

એક દિવસ એ ઓલિયા માંદા પડયા ને કોઇને પણ હેરાન કર્યા વિના એ મરી ગયા.

એમના પર મંદવાડ આવ્યો ને મંદવાડ લાંબો ચાલ્યો જ નહિ. આખા ગામને એમ લાગ્યું કે એમને એ ઓલિયાની સારવાર કરવાની તક પણ ન મળી.

એ ઓલિયા જેવો આદમી ઝાઝું લખ્યોભણ્યો નહોતો. એણે કોઇ જીવનશાસ્ત્ર સમજાવતું પુસ્તક પણ વાંચ્યું નહોતું. એણે માનસશાસ્ત્રનો એક પણ ગ્રંથ જાણ્યો નહોતો.

પણ એણે એના હેતાળ સ્વભાવને એવી રીતે એમના જીવનમાં જગ્યા આપી દીધી હતી કે એનામાં જીવનની ધન્યતા સમાઈ ગઈ હતી.

એમની આંખ બિડાણી ત્યારે એમના બિછાના પર આખું ગામ હાજર રહ્યું હતું. સૌની આંખમાં આંસુ હતાં. એ આંસુ ઓલિયાના અનેક ઉપકારોની કથા સમજાવતાં હતાં.

ગામ આખાએ ઓલિયાને ખભ્ભો આપ્યો. ગામના સ્મશાનની અંદર એમને લઈ જવામાં આવ્યા. એક રૂડા ઝાડ હેઠળ એમને અગ્નિદાહ આપવામાં આવ્યો.

પૂરા પાંચ કલાક એમને સાવ બળતાં લાગ્યા. ત્યાં સુધી આખું ગામ ત્યાં રહ્યું ને એમનું શરીર બળતું હતું, નાશ પામતું હતું ત્યારે ગામની જનતા એમને જિવાડતી હતી.

લાકડાં એમના દેહને રાખમાં ફેરવી રહ્યાં હતાં પણ લોકો એ માણસને મરવા દેતા નહોતા.

આખરે એ દેહ બળી રહ્યો. ચિતાને ઠારવામાં આવી ને ગામ ઘરભણી વળ્યું.

થોડા માણસો એ ચિતાના અંગારા ઠરી ગયા પછી વિચાર કરી રહ્યા હતા.

તેઓ કહેતા હતા, "જીવન જીવવું તો આવી રીતે. ફરી ફરી ક્યાં માણસનો અવતાર મળે છે ?"

જીવનશાસ્ત્રના કોઈ પણ પુસ્તક કરતાં ગામડાંના એ ઓલિયાના જીવન પર મન રોકવાની હું ભલામણ કરું છું.

એવા માણસો મરવા માટે જન્મ લેતા નથી.

## ૪૦

## ભીંતના કરોળિયા

**મા**નવીનું મગજ એ કરોળિયાનું જાળું નથી. ગમે તે વિચારને ફસાવનારું એ શિકારયોગડું ન જ બનવું જોઇએ. કરોળિયો વાટ જોઈને બેસે છે, કોઈ નાનેરા જીવને ભરખવા માટે—ને એ એના ફાંસલા ગૂંથે જ જાય છે.

જે મગજની અંદર માત્ર પોતાના સ્વાર્થના તાંતણા એકઠા કરવામાં આવે છે એનું પરિણામ એ આવે છે કે એ મગજને એવો વિચાર, એવી યોજના જ પસંદ પડે છે કે જેમાં એમનો એકલાનો જ, એમની નાનકડી દુનિયાનો જ પડઘો હોય. પોતા માટે વિચાર કરવો એ તો બિલકુલ

બરાબર છે પણ બીજાઓને ફસાવ્યા પછી પોતાના લાભનો માનસિક ઉત્સવ ઉજવવાનો જેમને શોખ છે, એમનું માનસ અંધારી ભીંતના ખૂણા પરના કરોળિયાનું અનુકરણ કરે છે.

શુદ્ધ રીતે માનવી એના ભલાનો વિચાર કરે છે, એને માટેની યોજના કરે છે, એ એની જીવનઈમારત તો જગતની ઈમારતને ભવ્ય બનાવવામાં પોતાનો હિસ્સો આપે છે. પોતાની શક્તિ ઓળખવા માટે, એને બઢાવવા માટે માનવીએ એની જિંદગીના છેલ્લા દિવસ સુધી પ્રયત્ન કર્યા જ કરવો જોઈએ.

એ ભુલાવું ન જોઇએ કે માણસ માત્ર એના ચહેરાથી જ ઓળખાતો નથી. એની જીવનશૈલી એ એની ખરી પિછાણ છે, દેખાવમાં કોઈ સુંદર હોય પણ એની જીવનશૈલી દેખાવડી ન હોય તો એ સુંદરતા જાન વિનાની લાગે છે.

માનસિક સામગ્રીની યોગ્ય સારવારથી માણસ રૂપ હાથ કરી શકે છે. આ રૂપ શિમળાના ફૂલ જેવું હોતું નથી. આ રૂપ એવાં તત્ત્વોથી નથી ઘડાયું કે એ આજે ઝબકે ને કાલે ઓલવાય.

માનસને રૂપાળું બનાવવા માટેનો ઈલાજ? પેલાં નટનટીઓ જેમ હોઠ રંગે છે, મુખને મારકણું બનાવે છે એ આયોજન આંહીં કામ નહિ લાગે, કારણ કે એ બધી તો બહારની વસ્તુઓ છે, માનસ રૂપાળું બનાવવા માટે અંદરની સામગ્રીનો ઉપયોગ કરવો પડે છે.

રૂપ અને શક્તિનો તફાવત સમજવા જેવો છે. દાખલો આપું:

એક કવિ છે. એ રૂપાળી કવિતાઓ લખે છે. ગુલાબ ઉપર એની કલ્પના બુલબુલ બની ઊડે છે. મોરગલના ઢોળાતા રાતા રંગને એ એના ખોબામાં ભરી લે છે અને કાવ્યમાં એ મોરગલ ખિલાવે છે. એ રીતે શબ્દોની સજાવટ કરી કલ્પનાની ઉડાનથી એ એનું રૂપ જમાવે છે.

ત્યારે એક ચિંતક, એક ફિલસૂફ એના વિચારોને ભાષામાં મૂકે છે, ત્યારે ભલે એમાં શબ્દોની ભભક ભળી ન હોય, પણ એના વિચારોમાં એવી શક્તિ ભરી છે કે એ શક્તિ એકલા રૂપાળા શબ્દોને પાછળ રાખી જગતનું ધ્યાન ખેંચે છે. કવિ પાસે ભાષાનું રૂપ છે, ફિલસૂફ પાસે વિચારની શક્તિ છે. ચિંતકની ભાષા રૂપ વિનાની હોય તો ય કવિની કલ્પના કરતાં ફિલસૂફની શક્તિનો અવાજ જગતે વહેલો સાંભળ્યો છે.

ચિંતક પ્રજાજીવનનાં વહેણુ પલટાવી શકે છે. ચિંતક એના ચિંતનના દીવડાને અંધારી જગતરાતમાં જલાવી રાખે છે. ચિંતક વિના જગતને ચાલ્યું નથી. વ્યાકરણશાસ્ત્રી જેમ ભાષાને દુરસ્ત કરી આપી જનતાને ભાષા શીખવે છે એ જ રીતે ચિંતક સામાજિક જીવનભાષાનો ઘડવૈયો છે.

સમાજના રંગબેરંગી પલટાઓ, નવીનોખી વિચાર-સરણી, નવા અને જૂના વિચારોની અથડામણ, વ્યવહારુ જીવન અને આદર્શનું જીવન—આ બધા વ્યાકરણમાંથી એ

જીવનભાષાની રચના કરે છે અને જગતને દેખાડી આપે છે, એક કેડી.

દુનિયામાં ચિંતકો બહુ ઓછા છે. આ માણસોએ સંસ્કૃતિને જીવતી રાખી છે. આ ઓછા માણસોએ જગતને મસ્તકની તાકાત સમજાવી છે. જે દેશમાંથી ચિંતકો રુખસદ લઈ લ્યે છે એ દેશમાં માનસિક અંધાધૂંધી વ્યાપે છે.

મોટી રીતે નહિ તો નાની રીતે પણ તમારે ચિંતન કરવાનો શોખ ઊભો કરવો જોઈએ. તમારા પોતાના ક્ષેત્રને, તમે માત્ર ધંધા ઉપરાંત એ ક્ષેત્રને વિચારવાહન તરીકે ઓળખશો તો તમને તમારા કામકાજમાં લિજ્જત આવશે.

દરેક ધંધાને વ્યવહારુ બાજુ સિવાયની એક બીજી ખાસ બાજુ હોય છે. એ બીજી બાજુનાં વહેણ જેઓ સમજે છે એમના હાથમાં એ ધંધા વધુ શોભે છે. શેર બજારમાં, રૂ બજારમાં, કચેરીની અંદર, પેઢીની અંદર તમે માત્ર તમારા ધંધાના અક્ષરો જુઓ, વાંચો, લખો; એનાથી તમે તમારો પોતાનો સ્પર્શ ઊભો કરી શકતા નથી કારણ કે એ તો બધા જ કરે છે. પણ તમે જે કાંઈ વાંચો, તમે જે કોઈ સોદો કરો, તમે જે હિસાબ લખો એની પાછળ ચાલ્યા જજો.

હિસાબના આંકડાને તમે મરેલા ન સમજતા. એને તમે જીવતા કરી એની મૂળ જગ્યાએ મોકલજો. અમુક ભાવ ઊંચો શા માટે ગયો અને નીચો શા માટે ગયો એ હકીકતને સટ્ટાના ત્રાજવામાં જ જોખતા નહિ.

જગતના હૃદયના ધબકારા સાથે વેપારને એનો વેગ લેવાની ટેવ છે એટલે કોઈપણ મોટા વેપારી બનાવને તમે તમારા વિચારે રંગજો. તમારા જ્ઞાનથી એને તમારી રીતે ઉકેલવા મહેનત કરજો. તો તમને સમજાશે કે વેપાર એ પણ ચિંતક માટેનો એક વિષય છે. મસ્તક વિના જેઓ વેપાર કરે છે એ સંભવ છે કે કોઇક અકસ્માતથી ધનવાન બની જાય છે પણ એવો અકસ્માત એ વેપારીનું ગૌરવ ન હોઈ શકે.

વેપારીનો દીકરો ગણતરી કરે. અને ગણતરી કરે એનો અર્થ એ જ કે એ એના મસ્તકની વીજળી ઝબકાવે.

ભલે ગમે તે ક્ષેત્ર તમારું હોય, તમારો સ્પર્શ એ તમારી ઓળખાણ બની જવી જોઇએ. આ સ્પર્શ ઊભો કરવાની શક્તિ તમે જરૂર મેળવી શકશો. જો તમારામાં અખતરા કરવાની હોંશ હશે અને એ અખતરા પછી તમને એના પર વિચાર કરવાનો ઉત્સાહ હશે.

બાકી જ્યાં બેઠા છો એટલા ખૂણાથી જ સંતોષ માનવા માગતા હો તો તમારા સ્પર્શને તમે જ કેમ કરી ઓળખશો ?

## ૪૧
# નિષ્ફળતાની નોંધપથી

કારાવાસની અંદર બે માનવીઓ છે. સળિયાની પાછળથી તેઓ નજર નાખે છે. એક જણની નજર પગ આગળના કીચડ પર જાય છે અને બીજા માનવીની નજર આકાશના તારા પર જાય છે.

બન્ને આંખોનો ઉપયોગ કરે છે પણ બંનેની નજરમાં જબરો ફેર છે.

આકાશની અંદર આંખ મૂકનારાને કીચડ ઉપર નજર નાખવાની 'તક' હતી પણ એણે તો એ તક લઇ ઊંચે જવાની કલ્પના કરી. બીજાને ઊંચે જવાની તક મળી હતી; પણ એણે પગ આગળનો ગારો જ આંખથી ઉલેચ્યો.

એમાં દોષ આંખનો નહોતો, દ્રષ્ટિનો હતો.

જીવનને કારાવાસ તરીકે ઓળખવાની બહુ જરૂર નથી. છતાં એને એ રીતે ઓળખી લ્યો. અથવા તો તમારા સંજોગોને એક કારાવાસ જેવા માની લ્યો. પણ એની અંદર રહીને પણ તમે ઊંચે જવા માટેની નજર વાપરી શકો છો. સંજોગોએ તમારા પગ આગળ કીચડ ભલેને એકઠો કર્યો, એનાથી તમે તમારી આંખની દ્રષ્ટિને ટૂંકી કરો નહિ. ટૂંકી નજર જીવનના આગળ જનારા કદમને પકડી રાખનારી હોય છે.

ટૂંકી નજરમાંથી ટૂંકું કૃત્ય જન્મ લે છે. આંખના ખૂણા છે તો સાવ નાના પણ એની અંદર જીવનના સારાયે ચોકને સમાવવાની શક્તિ ભરી છે. આ શક્તિને શીદને તમે હણો છો ?

આ પૃથ્વી જેમણે શણગારી એ માણસોની સામે પૃથ્વી કેવી રીતે પથરાણી હતી ? ખાડા હતા, ટેકરા હતા, ખીણો હતી, નદીઓ હતી, મહાસાગર હતો, રણ હતું, ગાઢ જંગલ હતું, અને જંગલની અંદર જોખમો હતાં.

તો યે જે માણસોએ પહેલવહેલી આ પૃથ્વીને શણગારવાની લાગણી અનુભવી એમને એ કેવી વહાલી લાગી હતી ! એ વહાલી લાગી હતી કારણ કે એમને એ પૃથ્વીના ભાવિ રૂપની કલ્પના હતી.

એને રૂડી બનાવવા માટે જીવન આપી દેવાની પણ તૈયારી તેઓએ સ્વીકારી લીધી હતી. એટલે તેમની મુશ્કેલીઓ એક પછી એક દૂર થતી ગઈ.

માનવીએ અશક્ય ગણાતા પહાડો ઓળંગ્યા, અશક્ય ગણાતી સાગરતર પાર પાડી, પથ્થર કોરીને તેઓએ દુનિયા વસાવી.

પણ એ ક્રિયા વખતે તેઓ રોતલ બની ગયા હોત તો પૃથ્વીને આ રૂપ મળ્યું હોત ?

સામે આફતનો પહાડ હોય એટલી હકીકતથી જ ધ્રૂજી જનારાઓ પહાડની ઉપર પગ મૂકવાની કોઈ દિવસ તક મેળવતા જ નથી.

રોતલ માણુસોની સેનાને પીછેહઠ સિવાયની કોઈ અવસ્થા પ્રાપ્ત થતી નથી. આસાનીના રેશમ પર જ લસ-રવાના જેમને કોડ છે, એમને આસાની માણવાનો હક્ક નથી. મુશ્કેલીઓની કાળી રાતો વિતાવનારા વીરલાઓ માટે જ આસાનીનો સૂરજ કલ્યાણકારી ઠર્યો છે.

બાગબાનને જ્યારે એના બગીચાને પૂરેપૂરો શણુગારવાનો હોય છે, તો એના ફૂલોની આજુબાજુના તમામ લબાડ છોડ એને શોધી શોધીને દૂર કરવા પડે છે.

તમારે આ લબાડ છોડને ઊગવા દેવા છે અને સરસ બાગ બનાવવો છે એ બે વાત સાથે બની શકવાની નથી.

રોતલ સ્વભાવ જીવનના બાગની અંદર લબાડ છોડ જેવો બની રહે છે. એને તો દૂર જ કરો પછી ફૂલોને તક મળશે ખીલવાની.

કેટલાક માણુસોની સિદ્ધિને બરાબર ચમકવાની તક મળે છે, પણુ એ પહેલાં જ તેઓ થાકી જાય છે અને તેમના પુરુષાર્થને તેઓ ખોટી રીતે થકવી દે છે. કસોટીનો કાળ આવે એ પહેલાં હારવા જીતવાની વાત પર મગજ રોકવાનો અર્થ જ નથી.

પહેલાં કસોટીને આવવા દો. ભલે ભીંસ આવે, તમારા માનસિક બળની ખરાખરીને ત્યારે ખ્યાલ આવે છે. એ ક્ષણુ જીરવી લેશો તો પછી તમારે માટે જીવનનો નકશો એવી રીતે પલટાઈ જશે કે તમને કોઈ સિદ્ધિનું પાટનગર હાથ લાગી જશે.

એક ભાઈની મને પિછાણુ છે. આજે તો એમનું નામ બુલંદ અવાજે જ્યાં ત્યાં બોલાઈ રહ્યું છે. એમની સાથે એકવાર હું વાતો કરતો હતો ત્યાં ઘણી વાતો પછી એમણે મને એક નોંધપોથી આપી.

એ નોંધપોથીનાં પાનાં હું એક પછી એક ફેરવવા લાગ્યો પણ મને ખાસ સમજ પડી નહિ.

એ ભાઈએ તરત જ મને જણાવી દીધું :

" આ મારી નિષ્ફળતાઓની નોંધપોથી છે. મારા જીવનની બધી નિષ્ફળતાઓ મેં આમાં નોંધી રાખી છે, અને એ કારણે જ હું સફળ થયો છું. "

નિષ્ફળતાની નોંધપોથી ? અને હું વિચાર કરવા લાગ્યો. નિષ્ફળતાને એ ભાઇએ એના પૂરતી નિષ્ફળ જવા દીધી નહોતી. દરેક નિષ્ફળતા ઉપર વિચાર કરી, એણે એના વિચારો ટપકાવી લીધા હતા એટલું જ નહિ પણ નિષ્ફળતાનાં બની શકે તેટલાં કારણો એમણે લખી રાખ્યાં હતાં.

પછી તો એ ભાઈએ નિષ્ફળતાનો જ અભ્યાસ કરવો શરૂ કર્યો હતો. એ એવા માણસોના સહવાસમાં આવતા કે જેઓ વધુમાં વધુ નિષ્ફળ થયા હોય ! એમની પાસેથી એ ભાઈ મુદ્દા મેળવતા અને પછી એમના મગજની અંદર નિષ્ફળતાને એ તોળી જોતા.

એમને પછી જ સમજાયું હતું કે સફળ માનવીઓનો અભ્યાસ એ એકપક્ષી અભ્યાસ હતો. સફળતા જેમ વિચાર

અને યોજના માગતી હતી તેમ નિષ્ફળતા પણ મનન અને મંથન માગતી હતી.

માનવી ગોથું ખાય છે એ વખતે એના મગજની સ્થિતિ કેવી હોય છે, એની આસપાસ મિત્રો કેવા હોય છે, સંજોગો કેવા હોય છે, વાતાવરણ કેવું હોય છે, બજાર કેવી હોય છે, વેપાર–ઉદ્યોગ કેવા હોય છે, અને એની માનસિક સામગ્રી કેવી હોય છે—એ સમજવા જેવો વિષય છે.

એટલે માણસે એના મગજને વહેતું રાખવું જોઇએ. કોઈ પણ ફટકો પડી જાય એનાથી એના જીવનમાં ભલે ફેરફારો થઈ જાય, એની સાહ્યબી ભલે ઓછી થઈ જાય, પણ એના મગજને એણે વહેતું બંધ કરવું ન જ જોઇએ.

પૃથ્વીને શણગારનારો માનવી ડરી જાય એ કામનું નથી, યોદ્ધો શરીર પર ઘાવ લઈને પણ એના જુસ્સાને લગીરે ઈજા પામવા દેતો નથી.

કારાવાસ જેવા બંધનમય સંજોગોમાં પણ તમે તમારી નજરને પગ આગળના કાદવ પર એકઠી કરી મેલતા નહિ. એ નજરને તો આઝાદ જ રહેવા દેજો.

એમાં તમારું કલ્યાણ છે, દુનિયાનું એમાં મંગળ ગીત છુપાયેલું છે.

## ૪૨
## પંદર પળોનું સ્વર્ગ

**થા**ક લાગવાની ફરિયાદ આજે એટલી બધી વધી પડી છે કે એના પર હવે કોઈના કાન ઠરતા જ નથી. આજના દિવસો જ એવા છે કે મગજ પર એના હથોડા પડયા જ કરે છે. મસ્તકની અંદર આંચકાઓ ઝીલવાની જે શકિત સંઘરાએલી છે એ શકિતનો વધુ પડતો વ્યય કરવામાં આવ્યો છે.

જગત આજે સમાચારો અને એને અંગેનો ઉશ્કેરાટ માગે છે. આ આદતને કારણે જો કોઇ ગરમ સમાચાર સાંપડે નહિ તો કોઈ ધ્રૂજારી ભરેલી નવલકથાનો આશરો લેવામાં આવે છે.

નવલનાં પાનાં પરથી આ સનસનાટી મળે છે એટલે ઉશ્કેરાટનો ખોરાક મગજને મળી શકે છે. આ રીતે નસ એટલી ધગધગેલી રહે છે કે એને ટાઢી પડતાં વાર લાગે છે.

આ પ્રકારનો માનસિક ઘસારો માનવીની અંદરનાં શક્તિનાં ઝરણુને સૂકવી નાખનારો હોય છે.

આજનો ખોરાક શરીરને જે તત્ત્વો જોઈએ એ પૂરાં પાડતો હોતો નથી એટલે એ રીતે આરોગ્ય જાળવવાને બદલે ખોરાક આરોગ્ય ઉપર આક્રમણુ કરે છે.

શરીરમાં આ રીતે અશક્તિ એકઠી મળે છે ને એમાં મગજની નસ ધમધોકાર ઉશ્કેરાટના તાકા વણ્યા જ કરતી રહે છે. એનું પરિણામ એ આવ્યું છે કે માનવીએ :મીઠી નિદ્રા ગુમાવી છે.

આપણે ગુલાબી નિંદર અને નિંદરની અંદરનાં સ્વપ્નાંનો ઘણી વાતો કરી છે પણ આજની પથારી પણ એક વ્યથાના પાથરણા જેવી બની ગઇ છે.

અનિદ્રાનો ભોગ થનારને બિછાનું સૌથી અપ્રિય લાગતું હોય છે. આ અનિદ્રા માટે કોણ જવાબદાર છે ?

આજની રહેણીકરણી અને આજનાં મગજની નસ પર કૂદતા પ્રસંગો અને એ પ્રસંગોના લીસોટા !

આ કારણે કેટલાક કાબેલ માનવીઓએ જણાવી દીધું છે કે આજના માનવીને જો એના મગજને સમાલતાં નહિ આવડે તો એના શરીરની સરહદ ઉપર ભયાનક તોફાન આવી પડશે.

માનસશાસ્ત્રના એક અભ્યાસીએ આ માટે એક સહેલો ઈલાજ બતાવ્યો છે. એમણે અખતરાઓ કરી પુરવાર કરી આપ્યું છે કે બપોરના આપણે દસ પંદર મિનિટનું ઝોકું ખાઇ લઇએ તો જિંદગી 'સુધરી' જાય છે.

આ ઝોકું ભલે થોડો સમય એનું 'રાજ' સ્થાપે પણ એને લઈને મગજની નસ તાજગી ભરેલી બની જાય છે.

બપોરના આંખનું ઝેર ઉતારવા માટે, ઝોકું ખાવા માટે તમને સમય નથી એમ તમે કદાચ કહેશો. પણ તમારું આ બહાનું ચાલે તેવું નથી.

તમારા કરતાં જેઓ વધુ પરિશ્રમ ઉઠાવે છે, કલાકોના કલાકો સુધી જેઓ કામ કરે છે તેઓ પણ આ રીતે દસ પંદર મિનિટ મેળવીને નિંદરને, માનસિક આરામને સ્થાન આપી દે છે.

ચર્ચિલ, રૂઝવેલ્ટ, નેપોલીયન, બેન્જામીન ફ્રાંકલીન– આ બધાં નામો જગતમાં જાણીતાં છે. આ માણસો થોડો સમય બપોરે ઝોકું ખાઈ જતા. એટલે તેમનાં મસ્તક સ્વચ્છ બની જતાં.

આજે દાક્તરો પણ કહે છે કે જેઓ વારેવારે ગભરાયા કરે છે, જેઓ વારે વારે નિશ્વાસ નાખ્યા કરે છે, જેઓનો 'જીવ' ઊંડો ચાલ્યો જાય છે તેઓ જો બપોરની થોડી મિનિટો આંખ મીંચીને કાઢે છે તો તેમને પુષ્કળ ફાયદો થાય છે.

આ પ્રકારની આંખ મીંચી બેસી રહેવાની આદત કેળવવામાં આવે તો થોડી ક્ષણોની નિંદરની ભેટ પણ મળી જાય છે. લોહીનાં દબાણની જેમને હરકત હોય છે એમને આનાથી ખૂબ ફાયદો થયાના દાખલા નોંધાયા છે.

આવા આરામ પછી તમને જીવન વધુ જીવવા જેવું લાગશે. તમારામાં વધુ ઉત્સાહ આવશે.

ભોજન લીધા પછી, અથવા વધુ પડતું કામ કર્યા પછી માત્ર પંદર મિનિટને જ તમારી પાસે બોલાવો ને કહો કે તમને એ ઊંઘાડી દે.

પંદર મિનિટના પંદર આંકડા સામું જોશો નહિ. પંદર મિનિટ તો તમારા જીવનનો રંગ બદલી નાખી શકે છે. તમે વહેલી સવારે વધુ સૂવો એના કરતાં બપોરે પંદર મિનિટ આરામ લઇ લ્યો એનો ફાયદો વધુ હોય છે.

આ પ્રકારના કામ વચ્ચેના આરામને લઇને કામનો બોજો ઓછો લાગે છે અને તમે તાજામાજા થઈ જિંદગીના પ્રસંગ–ગુલાબ ફેંકી શકો છો અથવા ઝીલી શકો છો.

આ રીતે ઝોકું ખાવામાં જેમને શ્રદ્ધા છે અને જેમની એ શ્રદ્ધા ફળી છે એવા એક આદમી કહે છે:

"મારી પાસે નિંદરની એક બેંક છે. પંદર મિનિટ સુધી આ બેંક એનું કામ કરે છે અને ત્યાં તો બેંક એકદમ સમૃદ્ધ બની જાય છે. નિંદરની બેંકમાંથી હું મારે જોઈએ તેટલી નિંદર લીધા જ કરું છું. ક્યારેક નિંદર વધુ વપરાઈ ગઈ હોય તો જમા કરેલી નિંદરમાંથી હું મારો 'ચેક' મેળવું છું."

આ રીતે એમણે નિંદરને ચોપડે એમનો હિસાબ રખાવ્યો છે.

ઝોકું ખાવામાં પણ એક પ્રકારની આવડત કેળવવાની જરૂર છે. પહેલાં તમને નિંદર ન આવે તો પડ્યા રહેજો

અને કોઈ સુખી અનુભવને સ્મરણમાં પંપાળજો. કોઈ ગુલાબી વિચાર પર મગજને રોકજો. આપોઆપ તમારી નસને રાહત મળવા માંડશે.

આ કસરત કર્યા જ કરજો પછી તમને પંદર મિનિટનું સ્વર્ગ મળી જશે.

આ બધું તમને સાવ સામાન્ય લાગશે પણ એનું પરિણામ અસામાન્ય હોય છે.

તમારી થાક વિષેની ફરિયાદ પછી ઓછી થશે અને તમને જીવન ઉમંગના અવતાર જેવું લાગશે.

## ૪૩

## એનું નામ ચિંતારાણી

એક ભાઈ છે. ચિંતારાણી સાથે એમણે એમની મેળે લગ્ન કરી નાખ્યાં છે. આ લગ્નમાંથી જે સંતાનો જન્મ્યાં છે એમાંની મોટી દીકરીનું નામ ઉપાધિ છે. નાના દીકરાનું નામ આફત છે અને બીજા એક પુત્રનું નામ સંતાપ છે. એમનો સંસાર સુખી છે એ એમણે એમના વિચિત્ર મગજને કારણે દુઃખી બનાવી દીધો છે.

ચિંતારાણી સાથેનાં એમનાં લગ્ન માનસલગ્ન છે,

ચિંતાને એમણે એમનું મસ્તક સોંપી દીધું છે પણ દુનિયાની દ્રષ્ટિએ એમના ઘરમાં એક ગરવી ગૃહિણી હરેફરે છે. ઘરનું કામ કરે છે. સ્વભાવે એ ગૃહિણી શાંત છે. એમનાં બે બાળકો પણ છે. ઘરસંસાર સુખી છે તોયે આ સંસારી ચિંતારાણીને કારણે વધુ ને વધુ સુખ માટે ઝાંવા નાખી રહેલ છે અને એ સુખ પ્રાપ્ત થતું નથી એથી એ દુઃખી છે એમ મનાવી રહેલ છે.

એ જ્યારે રમત રમવા જાય છે ત્યારે રમતને એ એટલી ગંભીર બનાવી દે છે કે હારજીતની એમના પર સીધી અસર થાય છે. નાનામાં નાની વાત. પાનાં રમતાં હોય છે અને ઊતરમાં થોડી ભૂલ થાય છે તો એ ત્યારપછી વિચાર્યા જ કરતા હોય છે કે એ બરાબર પાનું ઊતર્યા હોત તો એમની હાર ન થાત.

એટલે રમત એમના મનને આનંદમાં રાખવાને બદલે ઘણીવાર એમના મનને ઊથલાવી નાખે છે.

એમની કમાણી જરાય ખોટી નથી પણ એ માને છે કે એમના પર જગતનો અન્યાય ઊતરી રહ્યો છે, વધુ કમાણી કરવાની નક્કર યોજના કરવાને બદલે એ ઓછી કમાણીની વ્યથા જાળવી રાખે છે.

મોતી હાથ કરનાર એક તરૈયાની વાત સમજવા જેવી છે. એણે સારામાં સારાં આઠ મોતી એકઠાં કર્યાં. દરિયાને તળિયે જઇ એણે આ સાહસ કર્યું. એનું સાહસ સફળ થયું. પણ એ સફળતા ઊજવવાને બદલે એ તરૈયાએ તો રીતસર રોદડાં રોવા માંડયાં.

"અરર ! જો બીજાં બે મોતી હાથ લાગી ગયાં હોત તો મારી પાસે દસ મોતી થઈ જાત ને હું મોટો વેપાર કરત."

આઠ મોતી મેળવ્યાનું સુખ એની પાસેથી ઝૂંટવી લેનાર માત્ર બે મોતી જ હતાં. એણે એના પુરુષાર્થને આ રીતે બે મોતીની ખોટથી ફિક્કો બનાવી દીધો.

. આ રીતે ઘણા માણસો પાસે આઠ મોતી હોય છે પણ એમની પાસે દસ મોતી હોતાં નથી એની ચિંતામાં ને ચિંતામાં તેઓ મેળવેલાં આઠ મોતી પણ ગુમાવી બેસે છે.

આનો અર્થ એવો નથી કે જે કાંઇ મળે એનાથી સંતોષ લઈ લેવો અને નવા ક્ષેત્ર પર તાળું લગાડી દેવું. આનો અર્થ એ છે કે, માણસે એની આગેકદમને પીછેહઠમાં ન જ ફેરવી દેવી જોઇએ.

કેટલાક ધનવાનો વધુ પડતા દુઃખી થાય છે કારણ કે તેઓને લાખોનાં સ્વપ્નાં ખોટી રીતે સતાવતાં હોય છે. પાંચ લાખ હોય એ દસ લાખ મેળવવા માટે પુરુષાર્થ ભલે કરતો પણ પાંચ લાખ ઓછા છે એની વ્યથામાં એ ઊતરી પડે તો એના જીવનમાં અંધાધૂંધી પેસે છે.

અમુક ચીજ નથી એટલા ખાતર માનવીએ એના મનને ભાંગી નાંખવું ન જોઈએ. 'નથી' એ એવો શબ્દ છે કે ગમે તે ક્ષણે એ ઊપટી જાય છે. "નથી" ને ઉથ-

લાવવા માટે તમારામાં વ્યક્તિત્ત્વ નથી એમ પુરવાર કરવાની જરૂર નથી.

'મારી પાસે આટલી સગવડ હોત તો હું આમ કરી નાખત'–આવું વાક્ય બધી વખત માન વધારનારું હોતું નથી. સગવડ હોય એ તો સંજોગો ઉપર આધાર રાખે છે. સગવડ ન હોય છતાં ઇન્સાન સગવડવાળાઓને પાછળ રાખી શકે ત્યારે એની શક્તિનો પરિચય જગતને મળે છે.

તમારી પાસે વિમાન હોય તો એની અંદર બેસી તમે તરત જ આકાશમાં ઊડી શકો છો પણ તમારી પાસે વિમાન ન હોય તે છતાં તમારામાં તાકાત હોય તો તમે તમારી આગળ વિમાન બોલાવી શકો છો અને તમારી શક્તિથી હાજર થયેલું વિમાન બીજાં વિમાનોને પાછળ રાખી દે છે, એમાં મજા છે.

તમે દૂબળી કલ્પના કરશો તો તમારી સિદ્ધિ દૂબળી જ હશે. તમારી ઉડાન બળવાન હશે તો તમે જે જમીન પર ઊતરશો ત્યાં તમને લેવા માટે બીજું બળ હાજર થશે.

સરવાળાના નર્યા શોખ ખાતર કેટલાક માનવીઓ એમની રિદ્ધિસિદ્ધિને ઓળખતા રહે છે. આમાં રિદ્ધિસિદ્ધિનું અપમાન છે.

કાળાં પાટિયા ઉપર સરવાળા સારા લાગે. ચોપડા ઉપર સરવાળા સારા લાગે પણ હૈયા ઉપર આખો દિવસ સરવાળો જ મૂકનાર હૈયાની ગુલાબીને મારી નાખે છે.

એક શોખીન પાસે ગુલાબનું રૂહ હોય અને બીજા પાસે ગુલાબના અત્તરની આખી શીશી હોય પણ જેની પાસે રૂહ હોય છે એની સુવાસ જગતમાં તારીફ પામે છે. કારણ કે સુવાસને પણ સંયમ રાખતાં આવડવું જોઇએ. સુવાસ પણ વાસનો સરવાળો જ કર્યા કરે તો એ જલદ બની જાય છે.

બીજાઓ લહેર કરે છે માટે તમારે લહેર કરવી જોઇએ એ લાગણી એક વાત છે. પણ બીજાઓ લહેર કરે છે માટે તમને એટલી લહેર ઓછી મળે છે એવી વલણ રાખનારા માણસો જીવનની લહેરને સમજતા નથી.

જીવન જીવવા માટે પહેલી જરૂર પડે છે, તમારા શ્વાસની. આ શ્વાસનો તાલ બગાડવો હોય તો ચિંતારાણી સાથે લગ્ન કરજો.

ફિકર કરવી એ કોઇ ક્ષણે જરૂરી હશે પણ ઉપજાવી કાઢેલી ફિકર તો માણસને વહેલો તારાજ કરે છે.

નાનકડામાં નાનકડું સસલું પણ એનો જીવ બચાવી શકે છે. કારણ કે એ ચોક્કસ ક્ષણે લોંચી ખાઇ શકે છે. સસલાની પાછળ શિકારી કૂતરો પડે છે પછી સસલું ભાગે છે. સીધેસીધું એ ભાગે છે પણ શિકારી કૂતરો બરોબર પાસે આવે છે ત્યારે સસલું એકાએક લોંચી લઇ લે છે અને એ ઊગરી જાય છે.

તમારી પાછળ આફત શિકારીની જેમ દોડી આવે

તો એ લગોલગ થાય ત્યાં સુધી તમે જરૂર એમાંથી ઊગરવાનો માર્ગ સસલાની પેઠે શોધી કાઢજો.

આફત પાછળ પડી છે એનો ખ્યાલ રાખી તમે પહેલેથી પડી ભાંગશો તો તમારો શિકાર પણ સાવ સસ્તો બની જશે. આફતને પણ એની તાકાત અજમાવવા દેજો.

તો જ તમારા બળનો તમે બરાબર અંદાજ કાઢી શકશો.

## ૪૪
## શાહમૃગની જેમ કૂદો

તમે અત્યારે શું કરી રહ્યા છો ? તમે એનો જવાબ તરત જ નહિ આપી શકો. હું તમને કહી દઉં ? તમે અત્યારે આ લખાણ વાંચી રહ્યા છો. અને ?

તમને વિચાર આવે છે કે આ વખતે વળી કેવા ઘડતરની વાત હશે ? જોઇએ તો ખરા કે કાંઇ જાણવાનું છે કે નહિ ?

તમને કોઈ તેજની ચપટી આપી જાય છે તો તમને એ જરૂર ગમે છે. તમને કોઈ તમારો સાવ દોસ્ત બની તમને નિખાલસ રીતે કાંઇક કહી જાય એ તમને ગમે છે.

તમને મોટી મોટી વાતો નથી જોઈતી. આચરણમાં મૂકી ન શકાય એવા આદર્શો તમને જોઇતા નથી.

તમને સંસાર સાથે પ્રેમ છે. તમને તમારી પેઢીનાં કામકાજમાં રસ છે. તમને તમારી કચેરીની ખુરશી પર પ્યાર છે. પણ તમારી એ ખુરશી પરથી તમે કોઇ દિવસ કોઈ ઊંચી પદવી પર જઇ બેસો એ માટેનો મને ઉમળકો છે એટલે તમારાં ઘડતર માટે હું તમારો જ સહકાર માગું છું; સ્વાભાવિક રીતે તમને મારી આ વલણ ગમે.

જીવનના શ્વાસમાં એક એવો તાલ ઊપડતો રહે છે કે એ મધુર ગીત માગે છે. એ તાલ કોઈ બેસુરાઈ સાથે ગૂંથાતો હોય તો એ બેતાલ બની જાય છે.

માનવીનું મગજ એવું છે કે જિંદગીની ઘરેડમાંથી નીકળી એને લાગણીનું ઘરેણું ઘડવાની ઇચ્છા થાય છે. મખમલ મળે અને ઝીંકની દોરી મળે તો ઝીંકનાં ફૂલ ભરવાનું કામ સાધ્ય બને છે પણ એ બન્ને વસ્તુઓનો અભાવ હોય છતાં તમારો કસબ તમારે હાથ કરવો જોઇએ.

આજે તમે જીવનનાં રૂડા મખમલ પર ભલે એકઠા ન થતા. તમારા હાથમાં ભલે નોકરીની સૂતળી હોય. પણ તમારા મસ્તકની અંદર જો જીવનની ઝીંકની ભાતની કલ્પના જીવતી જાગતી પડી હશે, તમારા હૈયામાં એ માટેની લાગણી આછો ઘૂઘવાટ કરતી હશે તો તમને તક મળવાનો પૂરેપૂરો સંભવ છે.

તમારી લાગણી પણ ઉમદા વિચારનો શણગાર ચાહે

છે. એ શણગાર વિના લાગણી નર્યું નાટક બની જાય છે. એ શણગાર વિના તમારું જીવન આવે છે, જલે છે ને ઓલવાઈ જાય છે.

હું જે કાંઈ લખું છું એ લખાણની અંદરના મુદ્દા તમે તમારી લાગણીની અંદર મૂકી રાખો ને તમને કોઈ મુદ્દો તમારા જીવનના વ્યવહારમાં ઉતારવા જેવો લાગશે.

તમે કદાચ કહેશો કે આ લેખક બધી વાતો કરે છે પણ તમારામાં કશો ઉત્સાહ રહ્યો નથી! જીવન અકારું બની ગયું છે! જો તમારી આવી લાગણી હશે તો હું તમને કહું છું કે ઉત્સાહ એ તો જિંદગીનો મંગળ સંગાથી છે. તમે એને ધક્કો મારી હાંકી કાઢો તો એ વાંક તમારો છે, એનો નહિ. કમાનની અંદર છટકવાની શક્તિ ન હોય તો એ કમાન શા કામની? ભરતીનાં પાણીની અંદર છોળ ફેંકવાની શક્તિ ન હોય તો જગત ભરતીને ઓટ તરીકે જ ઓળખત! ઉત્સાહ એ પ્રકારનો એક જુવાળ છે.

કલાકાર અને કડિયો–બન્નેને ઉત્સાહની જરૂર પડે છે. ચિત્રકાર હાથમાં પીંછી લઇ જોબનવંતીનું ચિત્ર દોરે છે ત્યારે એની પીંછી વળ ખાઇ જાય છે. એની કલા ઉત્સાહમાં આવી જાય છે. રંગની છોળ ઊડે છે. રેખાઓ રૂપની સરહદ નક્કી કરે છે. એ જોબનવંતીના કેશની એક લટ ગૂંચળું બની ચિતારાની પીંછીની છોળ સમજાવે છે.

તમે હાથમાં પીંછી લઇને નહિ પણ હાથમાં પ્રવૃત્તિ લઇ જીવનના કંતાન પર ચિત્ર ચીતરનારા માનવી છો.

તમારી નજરમાં કોઈ કરુણ બનાવ આવે. તમારા અનુભવમાં નિરાશા જ સામી મળે તો ય તમે એમને ઊંચકજો ને તમારા ઉત્સાહને મારી નાખ્યા વિના એ ચિત્રને ચીતરી લેજો.

એક મિત્રે મને એકવાર કહ્યું હતું: "મને ભારે નવાઈ લાગે છે કે કોઈ દુ:ખી માણસને મેં સુખી ન જોયો." આ વાક્ય એ તો બોલીને ચાલતો થઈ ગયો પણ એનો અર્થ એની ગેરહાજરીમાં વધુ ને વધુ ખૂલતો ગયો. એણે કેવું કહી નાખ્યું હતું?

દુ:ખી માણસને સુખી ન જોયો? એટલે? તમે જ જરા વિચાર કરો. આ વાક્યનો કશો અર્થ નીકળે છે? ના પાડો છો?....હું હા પાડું છું. એનો અર્થ છે.

દુ:ખી માણસ સુખી હોઈ શકે છે. કેવી રીતે? દાખલાઓ આપું:

એક માતા એનાં બધાં બાળકોને એક પછી એક ગુમાવે છે. એ દુ:ખી છે. પછી એ એનું મન રોકે છે. એની કૂખે નહિ પાકેલાં બાળકોમાં એ એનું મન પરોવે છે. જેમ જેમ એ મન પરોવે છે એમ એમ એને એ બધાં બાળકો એનાં જ લાગે છે. એ બાળકોને રાહત આપવાની એ પ્રવૃત્તિ હાથ લે છે. એ મા પછી એનાં પોતાનાં બાળકોની મા મટી બધાં બાળકોની મા બની જાય છે, એટલે દુ:ખી મા સુખી બની જાય છે.

એક પુરુષ છે. એક દિવસ એનું ઘર હર્યુંભર્યું હતું.

ઘરની અંદર કિલ્લોલ હતો. પણ સંજોગોને કારણે એ ઘરની અંદર એ એકલો જ રહ્યો છે. એ દુ:ખી છે. પણ એનું દુ:ખ હળવું થાય છે, જો એ એના એકલા ઘરના વિચારને જરા આઘો કરી એના કામના વિચારને ઊજળો કરે તો. એનાથી કોઈનું કલ્યાણ થતું હોય તો એ કારણે પણ એ સુખી થશે.

કેટલાક એમ કહે છે કે આપણા આદર્શો, જીવનની ખૂબસૂરતીના આપણા ખ્યાલો, સેવાની આપણી વાતો, નિ:સ્વાર્થી કામો, માનવકલ્યાણની યોજનાઓ આ બધું માત્ર નવરા મગજે ઘડેલું ઘરેણું છે. એનો જીવનને કશો ઉપયોગ નથી. એ એક પ્રકારનું માનસિક ઘેન છે. એ તમારા મનને ઊંચું ચડાવે છે અને તમારા મનને નીચું પછાડે છે.

પણ આવાં ઘરેણાંની, આવાં પેયની એટલા માટે જરૂર પડે છે કે એને લીધે જીવનની કડવાશ ચાલી જાય છે. યાતનાઓ એ કારણે સહન કરી શકાય તેવી બની જાય છે અને જીવન માટેની ખુમારી જીવતી રહે છે.

હજાર વાર આપણે સાંભળ્યું છે કે જિંદગી ચાર દિવસની ચાંદની છે. પણ આપણને આ ચાર દિવસની ચાંદની માટે કેટકેટલું વહાલ છે! આપણે તો એટલા ટૂંકા સમયને પણ ઘણો સમજી સંસારનો રંગ ઘૂંટીએ છીએ.

આકાશની અંદર સંધ્યા, રાતી રાતી થઈ આંખની અંદર રંગ આંજે છે. એ સંધ્યા ઓછું જીવે છે પણ એનો રંગ કેવો છોળ મારે છે! જિંદગી ચાર દિવસની છે એ

કારણે આપણે હતાશ થતા નથી. ચાર દિવસ પણ જીવન જીવી જાવને ! ચાર દિવસ પણ ઘણા છે, જો માનવી એની શક્તિનો પરિચય આપી શકે તો !

હું તો તમને કહું છું ને કે જંગલની અંદર શાહમૃગ છલાંગ મારી માર્ગ કાપે છે એમ તમે કરો. શાહમૃગો શું જોખમમાં નથી જીવતાં ? પણ એનાં પીછાં તપાસો ! જગતની રૂપરાણીઓ એ પીંછાંનો શણગાર સજે છે. એ સુંવાળાં પીંછાંની હજારો રૂપિયાની કિંમત અંકાય છે !

શાહમૃગ સુંવાળાં છે અને સાથે સાથે ચપળ છે, એને ખબર છે કે ક્યારે છલાંગ મારવી ! એને ખ્યાલ છે કે ક્યારે ઊભા રહી જવું ! જો અને આ ખ્યાલ ન હોત તો એમને ફાડી ખાનારાં જાનવરોએ ક્યારની શાહમૃગની ઓલાદને પૂરી કરી હોત !

તમારો બીજાઓ સાથેનો જીવનવ્યવહાર એ તમારી જિંદગીનાં, શાહમૃગનાં જેવાં પીછાં છે, એનો પરિચય આપજો ને સાથે સાથે પ્રસંગ પ્રમાણે તમે શાહમૃગની જેમ કાં તો ઊભા રહેજો ને કાં તો છલાંગ મારજો, જોખમને પણ આ રીતે જ ઓળખજો.

રંગ મૂકજો તમારી જીવનની બધી પ્રવૃત્તિઓમાં અને પછી બીજા રંગ નિહાળજો. તમને લાગશે કે ગુલાબ તમારી દિલગુલાબીનો રંગ એની પાંખડી પર છાંટી રહ્યું છે.

૪૫

## માથા પરનું છોગું

છોગું. આ શબ્દ તમે ઘણીવાર સાંભળ્યો છે. કદાચ તમે પોતે પણ એ શબ્દનો ઉપયોગ કર્યો હશે. એ શબ્દને તમે બરાબર ઓળખો. એક ખાસ અર્થ એમાંથી આપણે તારવવો છે.

આદમી બધો પોશાક પહેરી લે છે, પછી એના માથા પર જ્યારે સાફો પહેરે છે અને એ પછી જ્યારે એ છોગું ફરકાવે છે ત્યારે એના આખા પહેરવેશને રૂપ મળી જાય છે. છોગું હોય છે તો નાનું પણ એ આદમીનો મહિમા વધારે છે.

પહેરવેશના સંબંધમાં છોગું જે રીતે એનું નામ ઉજ્જવળ રાખે છે એ જ રીતે તમારા જીવનની યોજનાઓમાં કોઈ યોજના છોગાળી બનવી જોઈએ. એ યોજનાને આકાર તરત આપી ન શકાય તો તમારી મુરાદ, છોગું બની તમારી સાથે રહેવી જોઈએ.

કારણ કે એવા છોગા વિના માનવી જીવનના મેદાનમાં શોભતો નથી. છોગાંના પ્રકારો હોય છે.

એના પર નજર મૂકીએ. કોઈ વેપારી એની પીઠમાં

દાખલ થાય છે. વેપારની વીજળી એ એના મગજની અંદર બરાબર જાળવી રાખતો હોય છે. એ વીજળીને ક્યારે ઝબકાવવી અને ક્યારે દાબી રાખવી એની સમજ એને છે.

બીજાઓ પણ વેપાર કરે છે પણ આ વેપારી વેપારને માત્ર નફાતોટાનું યંત્ર સમજતો નથી. વેપારને એ એક જગતના મહાન પ્રવાહ તરીકે ઓળખે છે. જગતના કિનારા પર વેપારના ભરતી અને ઓટ અફળાય છે એને એની જાણ છે. માહિતીઓ એ એકઠી કરવા માંડે છે અને એ માહિતીઓમાંથી એ જ્ઞાન મેળવતો જાય છે.

માહિતી અને જ્ઞાનનો ભેદ સમજવા જેવો છે. કેટલાક માનવીઓ અમેરિકાની વૉલસ્ટ્રીટની માહિતીને, એ આંકડાઓને રજૂ કરી એમ મનાવે છે કે એને વ્યાપારનું જબરું જ્ઞાન છે પણ એ આંકડા અને એ માહિતીને તમારે તમારી ભૂમિ ઉપર યોગ્ય રીતે ઉતારવાં જોઇએ.

જેમ પરદેશી સાહિત્યનો અનુવાદ કરવાનો હોય તો એનાં પાત્રોને આપણાં બનાવવાં પડે છે, આપણી ભોમ પર આખી કથા મૂકવી પડે છે, આપણો રંગ એના પર ચડાવવો પડે છે એ જ રીતે વ્યાપારના આંકડા અને પરદેશી વ્યાપારના સાહિત્યનો પણ સમજપૂર્વક આપણા વેપારીઓએ એમના મગજની અંદર અનુવાદ કરવો જોઇએ અને એ પછી એ જ્ઞાનનો સંગમ આપણા વ્યાપારના સાગર સાથે મેળવી દેવો જોઇએ.

આ સંગમ મેળવવાની જેની પાસે યોજના છે એને

હું છોગાળી યોજના કહું છું. વેપારીનું એ છોગું છે. એ છોગું એને એના ક્ષેત્રમાં મશહૂર બનાવી શકે છે.

આપણા કેટલાક વેપારીઓ, કેટલાક મારવાડી ભાઈઓ પરદેશી વ્યાપારશાસ્ત્રની વિગતો જાણતા નથી. તેમણે એ માટેનાં પુસ્તકો વાંચ્યાં હોતાં નથી પણ તેઓની પાસે વ્યાપારનું જે આયોજન હોય છે, તેમની પાસે ગણતરીની વીજળી હોય છે, એ એવાં પરિણામો લાવી શકે છે કે પરદેશી વ્યાપારશાસ્ત્રીઓને એમાંથી ઘણું શીખવાનું મળે છે. આવા આપણા વેપારીઓ માત્ર આંધળુકિયા કરી વેપારના કૂવામાં ઝંપલાવે છે એમ જરા ય માનશો નહિ. ચોક્કસ ક્યાસ કાઢવાની શકિત તેમણે હાથ કરેલી છે.

તેમને તો તેમની બજાર એ વેપારની કિતાબ જેવી લાગે છે, ટેલિફોનની વાતચીતો એ તેમને વ્યાપારીશાસ્ત્રની વાણી જેવી લાગે છે અને બોલેલો શબ્દ તેમને જીવનનું જાળવી રાખવા જેવું સત્ય લાગે છે. અનુભવ એમના વ્યાપારી જીવનનો ઉસ્તાદ બની રહે છે.

આવી માનસિક સામગ્રી સાથે રાખી જેઓ ધંધો કરે છે, એમનાં છોગાં ફરકતાં જ રહે છે.

છોગું એ તો માનવીની વ્યાજબી ખુમારીનું નિશાન છે. એ બડાઇ માટેનું નિશાન નથી જ. અને જેઓ એમના કાર્ય અંગે વારે ને તહેવારે બડાઇઓ મારે છે એમની પાસે આવું છોગું રહેતું જ નથી. છાકટા થવા માટે છોગું ફરકાવવાની જરૂર નથી.

જીવનના કોઈપણ ક્ષેત્રમાં, વ્યાપારના કોઈ પણ ક્ષેત્રમાં
છાકટા બને છે એમની પાસેથી શાસ્ત્રીય વેપાર
લઇ લે છે.

ધારો કે તમારી પાસે વધુ ધન નથી. એનો અર્થ
ાથી કે તમે તમારું છોગું ફરકાવી ન શકો. તમે
મેલું કરો, તમે કોઇ સાધના સાધો, તમે કાંઇ નહિ
ચીતની કલા હાથ કરો તો તમારા શબ્દો તમને
પાવી દેશે. મિજલસમાં તમારું નામ ગવાશે ને એ
ી તો મોટાં મંડળોમાં પણ જઇ શકશે.

ડો જગતનું એક તબિયતવાળું જાનવર છે. આ ઘોડાને
ણગારવામાં આવે છે ત્યારે એના માથા પર છોગું
આવે છે. પછી એ એકલો ચાલે છે ત્યારે સૌની
ા છોગા પર જાય છે. કલગી એને શોભે છે
બીજાઓના કરતાં એ ઘોડામાં પાણી છે. કોઈનો
સહન કરી શકતો નથી. એક ઇશારો ને એ

ને તો કુદરતે જ છોગું આપ્યું છે. મોરનું
ળાલા આગળ નમી પડતું લાગે છે. આ
તેવાં છોગાં છે પણ એમને આંહીં એટલા
આવ્યાં છે કે એ છોગાંની જે અસર પડે છે
ી એની સિદ્ધિનાં અદીઠ છોગાંથી

જાતતાં બજાવતાં એવી અવસ્થાએ

ી જાય છે કે એ ક્ષણે એ તારને સ્પર્શ કર્યા વિના, છેડયા વિના, માત્ર આંગળાં મૂકી મીંડ કાઢી શકે ીનકારનું એ છોગું બની રહે છે. સાંભળનારાઓ એને તનું માન આપી દે છે.

નાની દુકાન લઇ કોઈ દુકાનદાર એનો ધંધો શરૂ કરે ી એ એના ધંધાને ચગાવતો ચગાવતો એવી પરાકાષ્ટા ઇ જાય છે કે મોટી પેઢીઓ એના નામની રટ લગા-હે છે. એ વખતે એ દુકાનદાર પર છોગું ફરકે છે. ગું એટલે બીજાઓએ સ્વીકારેલી એની શકિત.

જેને છોગું ફરકાવવું છે એ સાધારણ જીવનથી સંતોષ પામી શકે. સાધારણ એ વિશેષણ માત્ર આર્થિક સમજવાનું નથી.

ચારની આગેવાની, વર્તન માટેની હોંશ અને એ ટેનું નમ્રતાનું વાહન—આ સામગ્રી માનવીને જીવ-વો અર્થ સમજાવી દે છે કે એને જીવનની આશા-માં પણ એક પ્રકારની મોજ આવે છે.

શાવાદીના જીવનમાં પણ એવા પ્રસંગો બને છે રાશ થાય પણ આશાવાદી નિરાશ થયા પછી ફરી દીવડાને પ્રગટાવે છે. નિરાશાનાં અંધારાં મન-આ દીવો થાય છે ને નિરાશાનાં અંધારાંને એ ંકી કાઢે છે.

ંદગીના પ્યારમાં જેઓ પડેલા છે તેઓ જ જીવનના

કોઈ ક્ષેત્રમાં જઈ તેમની કલગી ફરકાવી શકશે. જિંદગીના પાક પ્યારમાંથી એવી લાગણી જન્મે છે કે માનવીને જિંદગી સામે અમસ્થી ગાળ કાઢવાનું દિલ થતું જ નથી. પ્યાર ક્યારેક કાંટાય આપે અને ફૂલ પણ આપે. કાંટા મળે ત્યારે પ્યારને તરછોડવો ને ફૂલ મળે ત્યારે પ્યારને પાસે બોલાવવો એ રીત બરાબર નથી.

જિંદગીના તમારા પ્યારને તમે જાળવી રાખો. પછી તમને એ પ્યારથી કોઇ જુદા નહિ પાડી શકે.

જિંદગીનો આ પ્યાર તમને એની નવીનોખી અનુભવ-ઓરડીમાં લઈ જશે. કલા, સાહિત્ય, વ્યાપાર, પ્રવૃત્તિ—આ બધાંનો તમને સહવાસ થશે. એ સહવાસને સ્મરણીય બનાવવો એ તમારા હાથની વાત છે.

બીજી બધી વાત જરા બાજુએ રાખો. આટલું જ સમજો. જિંદગી સાથેના તમારા પ્યારને ઝબકાવવા તમે કોઈ ને કોઈ છોગું ફરકાવો. એ અદીઠ છોગું માત્ર તમારૂં જ નામ પુકારશે એમ ન માનશો. એ તો જિંદગીનો જય પોકારશે. એનાથી મોટો જય જગતમાં બીજો કોઇ નથી.

## ૪૬

## રસિયો વાલમ

એમના હું પરિચયમાં છું. મારા જેવા કેટલાયે એમના પરિચયમાં છે. એમની આસપાસ આકર્ષણનું મનોહર કૂંડાળું રહે છે. એમના સહવાસ માટે સહુ કોઇ ઉમળકો સેવે છે. કોણ છે એવા એ આદમી ?

એમનું નામ આપવાની જરૂર નથી. તમારા પરિચયમાં પણ એવા બીજા આદમીઓ આવ્યા હશે. જો કે આજે એમના જેવા હેતાળ માનવીઓ ઠેરઠેર પથરાયેલા હોતા નથી.

એમનામાં શક્તિ શી છે ? તેઓ શું એક સાહિત્યકાર છે ? સંગીતકાર છે ? કલાકાર છે ? દેશસેવક છે ? પત્રકાર છે ? વક્તા છે ? ખેલાડી છે ? અમલદાર છે ?

ના, આ કોઈ રંગ એમના પર નથી. એઓ એક માનવી છે. બીજા માનવી માટે લાગણી રાખતા. એમનામાં કોઇ અસાધારણ ગુણ નથી. કોઇ તેજસ્વી લક્ષણો નથી. બોલવામાં એઓ ઝાઝા શબ્દોનો ઉપયોગ કરતા નથી પણ એમના થોડા શબ્દો, હૃદયની અંદર પલળેલા હોય છે.

એમના ઓળખીતાના ઘરમાં એ જાય છે કે તરત જ

એમના સ્વભાવ પ્રમાણે એ બાળગોપાળને એકઠાં કરે અને એમની મસ્તી શરૂ થાય છે. માબાપનાં ફરમાન સિફતથી હઠાવી દેવાની આ આદમી પ્રેરણા આપે છે.

" શું તમને દરિયે લઇ જવાની ના પાડે છે ? મા સાથે આવો. ધમાચકડી કરશું."

પછી બાળગોપાળ કંપનીસાહેબને એ સવાલો પૂછે દે

" પતંગ ઊડાડો છો કે નહિ ? "

અને એ માનવી પતંગનો સરળ ઇતિહાસ સમજાવં દે છે એટલું જ નહિ પણ પતંગ માટે એ એક ઊર્મિ ઊભી કરે છે.

" પતંગ ઉડાડવાથી તો તમારી આંખ તેજીલી થાય. પેચ લેવાથી તમારામાં લડતનો જુસ્સો આવે. દોર છોડવાથી તમારામાં એક પ્રકારની આઝાદીની સમજ આવે. પતંગ જેમજેમ ઊંચો જતો જાય, એમએમ તમને થાય કે પતંગનાં બધાં બંધનો તૂટી ગયાં ને એ એકલો આકાશની આઝાદી ભોગવી રહ્યો છે. "

આમ બોલીને એ પતંગનાં વિરોધી માબાપને પતંગના શોખથી રંગી દે અને બાળકોને પતંગ માટે પૈસા મળે એ રીતે મોટેરાંઓને એઓ દીક્ષા આપી દે.

બળેવનો મેળો હોય તો એ કોઈ ઘરમાં જઈ ઊભા રહે.

" એલા હાલને ! ચકડોળમાં જરા ફરી આવીએ."

દિવાળીના દિવસોમાં એ વખતસર એમનાં ઘરોની મુલાકાત લ્યે અને કઇક બાળકોને એ ફટાકડાની આખી પેટીમાંથી એક એક ફટાકડો જુદો કરી આપે.

" એક એક ફટાકડો ફોડવામાં ભારે મોજ આવે છે તમે શાંતિ કેળવતાં શીખો. તડાફડી ક્યારેક હોય, વારે વારે નહિ. છોકરાઓ ! આ ફટાકડાની પેટી પણ માણસના સ્વભાવ જેવી છે. એ પેટીને એક સાથે સળગાવો તો એનો મિજાજ જાય. તડ ને ફડ એ એનો રોષ ઠાલવે. તમે એક એક ફટાકડો લ્યો તો દરેક ફટાકડાને એમ થાય કે તમે એને દરેકને માન આપ્યું અને તમે અનુભવ કરી જો જો ! ફટાકડાની પેટી આખી સળગે છે એમાં ઘણીવાર થોડા ફટાકડા ફૂટયા વિનાના રહી જાય છે. "

આમ દારૂખાનાની અંદર પણ એ જીવનની ભાષા ગૂંથી દે છે અને એમના પર માબાપ ખુશ થઈ જાય છે. કારણ કે બાળકો આખી પેટીનો ફેંસલો બોલાવવાના કરતાં એક એક ફટાકડો ફોડે છે.

અને એમની હાજરી માત્ર સાકર પીરસવાની હોય ત્યારે જ હોય એમ માનવું નહિ.

કોઈ માંદું પડયું કે તરત જ તેઓ એ બિછાના આગળ પહોંચી જાય.

" વારા કાઢજો હોં ! ઉજાગરા એક જણથી ન થાય. હું આજથી તો જાગવા આવીશ. "

અને દર્દી માંદું હોય, એની સ્થિતિ ગંભીર હોય ત્યારે ઘરનાં માણસોને ધીરજ આપવાનું કામ પણ એમનું જ.

અને અમંગળ બનાવ બની જાય તો એમની આંખ-માંથી દડ દડ આંસુ સરી જાય પણ એ તો શાંતિના શબ્દો બોલ્યા કરે.

બીજાઓ સ્મશાનેથી ઘેર ઊપડી જાય, એ તો પછી ય ઘરમાં આવે. ઘરનાં માણસોએ કાંઇ ખાધું ન હોય તો એમને સોગન આપી એ કાંઈક ખવડાવે ને પછી મરેલા માનવીનાં સંભારણામાં એમના કલાકો વીતે અને મોડી રાતે એ ઘેર જવા ઊપડે.

"રજા છે ને ?" એમ કહીને એ ઊભા થાય અને એમની ગેરહાજરીમાં એમની પ્રશંસા થાય.

સલાહ આપવાનો એમને ખાસ શોખ નહિ. સલાહ આપવી હોય તોય એ મિત્રભાવે જ આપે, વયમાં એમ-નાથી નાના માણસો સાથે એ હળીમળી જાય અને પછી એમના અંતરમાં એ પેસે.

કોઈ રજા હોય અને જુવાનિયા પાનાં કે સોગઠાંબાજી ખેલતા હોય તો તરત જ એ એમાં સામેલ થઈ જાય.

'દીકરાઓ ! તમે શું ચોપાટ રમવાના હતા ? અમે તો રાતુંની રાતો જાગ્યા છીએ. લાવ દાણા. તમે કહો એટલા નાખી આપું."

સોગઠી મારવાની હોય ત્યારે એ એટલા જોરથી મારે કે એમ કરતાં એમને હસવું આવી જાય.

પાનાં રમતાં એ ટીચકી મારવાનું ચૂકે નહિ. ક્યારે ય એ ગૂઈ કરે નહિ પણ ગૂઈ કરે, અંચી કરે તો તરત જ એનો એકરાર કરી દે અને પછી કહે.

"મારે માટે આ શરમભરેલું છે." વધુ તો રમૂજ માટે જ એ આવી અંચી કરે.

કોઈ જગ્યાએ ચોર આવ્યો હોય અને ચોરના નામની બૂમ પડી હોય તો લાકડી લઈ તરત જ એ ઘરની બહાર નીકળવાના. પછી ચોકી કરવાની વાત નક્કી થાય તો ચોકી કરવામાં એ ખરા.

એમની ઓળખાણની કોઈ કન્યા સાસરે જાય ને એમના આશીર્વાદ લેવા આવે ત્યારે એમની આંખમાં પાણી આવવાનાં જ.

કોઇ યુવાન જરા જેટલો પુરુષાર્થ કરે એટલે એમનો પોરસ માય નહિ.

એમણે કોઈ કીર્તિ માટે કામ કર્યું નથી. એમણે સેવાની વાતો કરી કોઈ સેવા હાથ પર લીધી નથી. એમણે કોઈ પુસ્તક માટે બોલીને બહલાવી નથી.

શિખર જેવા ભલે એ ન રહ્યા! પણ એમનામાં જે માનવતા છે એ જ એમની હાજરીને ગુલાબ ભરેલી કરી આપે છે.

આવા માનવીના પરિચયમાં આવો તો જરૂર એમને ઓળખવા મહેનત કરજો. આવા માણસો દિવસે ભૂંસાતા જાય છે. બનાવટી તત્ત્વો જીવનમાં એટલાં ફે જાય છે કે આવા માનવીઓનાં સંભારણાં જ પાછળ રહી જશે.

એમના જેવાનાં જીવનની વાતોથી તમે તમારા જીવન સાજને સુરીલું બનાવજો. નાની વાતો, નાનો સંસાર, ઘર આનંદ, ઘરની વ્યથા–એ બધાંને તમે એવી રીતે ઓળખ કે તમારી માનવતા વધુ ને વધુ ખીલી ઊઠે.

## ૪૭

## રોશનીઘરમાં

એક હતો રાજા ને....ના, આ રીતે આ લખાણની શરૂઆત કરી શકાય તેમ નથી. ત્યારે ?

ચાંદની નીતરતી હતી, નયનની પ્યાલી છલકાતી હતી, પ્રણયની બંસી વાગતી હતી....ના, આ સંગીતથી પણ આ લેખનો આલાપ કરી શકાય તેમ નથી.

કારાવાસની દીવાલ રોતી હતી અને એનો અંદર એ

હસતો હતો....નહિ, નહિ. આ રીતથી પણ આ કિસ્સા ઉપરનો પડદો ઉપાડી શકાય તેમ નથી.

આ કાંઈ કોઈ નવલકથાકારના લમણામાં જાગી અને ઝબકી જતી કથા નથી. જીવનની જમીન ઉપર એ ઊભી રહી છે અને જેમનામાં જીવનનો અભ્યાસ કરવાનો ઉમળકો છે એના ગળામાં એ ફૂલહાર બની વીંટળાઈ જાય છે.

વરસો પહેલાં એક વિદ્યાર્થી પાઈ પણ આપ્યા વિના એક વિદ્યાર્થીભવનમાં રહેતો હતો. એ નાનકડી બોર્ડીંગ વિદ્યાર્થીની મા હતી. એણે જ એને ભણાવ્યો, ગણાવ્યો ને મોટો કર્યો.

દાતાઓ એના એ ભવનની મુલાકાત લેવા આવતા ત્યારે એને સહુને પ્રણામ કરવા પડતા. ક્યારેક એમને માટેનું સ્વાગતગીત એને ગાવું પડતું.

સવારે અને રાતે જમવાનું પણ એને ત્યાં જ મળતું– દામ દીધા વિના. બહારની નિશાળની અંદર એને બધી જ રીતભાતો રાખવી પડતી.

પરીક્ષામાં સારું પરિણામ એને લાવવું પડતું અને નિશાળની એક પણ ફરિયાદ એના ભવનના ‘રક્ષક’ સુધી પહોંચતી તો એના પર નેતરની સોટી સમસમી જતી.

નિશાળના વર્ગમાં બીજા વિદ્યાર્થીઓ એને “વધારા” ના વિદ્યાર્થી તરીકે ઓળખતા. કોઈ નાલાયક વિદ્યાર્થી તો એની હાલતની મશ્કરી પણ કરતો.

"એને ક્યાં કાંઈ ફ્રી બી આપવાની પંચાત છે!"

આ વાક્ય એના કુમળા દિલમાં કાંટાની જેમ ગોઠવાઈ જતું. આંસુ પાડવાની આદત એણે તજી દીધી હતી. ઓશિયાળું જીવન માનવીને જે અનોખા પ્રકારનું શિક્ષણ આપે છે એ લાગણીનું શિક્ષણ એણે મેળવી લીધું હતું.

પણ એનામાં ભણવા માટેનો શોખ લીલોછમ રહ્યો હતો.

ભવનની અંદર પણ એને સમય મળતો ત્યારે એ વાંચન કરતો. રાતના પણ એને વાંચવાની ઈચ્છા થતી પણ ભવનનો નિયમ હતો કે અમુક વાગ્યા પછી બત્તી બાળી શકાય નહિ.

પણ એ વિદ્યાર્થીથી વાંચન ન બની શકે ત્યારે એ મનન કરતો, મંથન કરતો.

પછી તો એ દરેક પરીક્ષામાં પસાર થવા માંડ્યો. અને એક દિવસ એને ભવન છોડવાની ફરજ પડી.

કારણ કે ભવનની અંદર રહી જેટલું ભણી શકાતું હતું એટલો અભ્યાસ એણે પૂરો કર્યો હતો.

મેટ્રીક પસાર થઈ ગયા પછી એ વિદ્યાર્થીને ભવન છોડવાની પળ આવી ત્યારે એને ખરેખર એમ લાગ્યું કે એની માતાની એ વિદાય લઈ રહ્યો હતો. એનું જગતમાં કોણ હતું? માબાપ તો મરી ચૂક્યાં હતાં. દૂરનાં સગાં એની સંભાળ રાખવા માગતાં નહોતાં.

એટલે તો ભવનનું મકાન છોડતાં એને એમ લાગ્યું કે એ એક જીવતા જાગતા જીવને સલામ ભરી રહ્યો હતો.

એ જવાનો હતો એની આગલી સાંજે એણે ભવનના ગરીબ વિદ્યાર્થીઓને સંબોધી કાંઈક કહ્યું:

"આપણી જવાબદારી બીજા નિશાળિયાઓ કરતાં ઘણી વધુ છે. વિદ્યા મેળવતાં આપણે પૈસા ન ખર્ચી શકીએ પણ આપણે પરિશ્રમ કરવાનો છે. એટલું જ નહિ, આપણે એ રીતે આગળ જવાનું છે કે એક દિવસ આપણા ભવનને આપણા નામમાં ગૌરવ લેવાની ઈચ્છા થાય."

અને પછી તો એમણે એ ભણતરની દુનિયા છોડી. "મફત" જીવનની "હૂંફ" પણ છોડી.

વધુ ભણવાની શકિત નહોતી. એટલે એ વિદ્યાર્થીએ એમના જ્ઞાનની ગંગાને બીજી રીતે વહાવવાની તરકીબ કરી.

એણે બજારમાં નોકરી લીધી, નામું લખવાની. નામું લખતાં લખતાં પત્રવહેવાર લખવાનું કામ એણે માથે લીધું. એમાંથી વળી બજારની અંદર જઈ પેઢી તરફથી જે કાંઈ કરવા જેવું હતું એ કામ હાથ પર લીધું.

દિવસો ગયા, મહિનાઓ ગયા, વરસો ગયાં ને એક વખતના, અને હવે તો મોટા થયેલા વિદ્યાર્થીના નામનો રણકો બજારમાં વાગવા લાગ્યો. વિદ્યાર્થી તરીકે નહિ, વેપારી તરીકે.

એ રણુકા માટે એમનો પુરુષાર્થ જવાબદાર હતો. જે
ા એમણે એમનો અભ્યાસ આગળ કર્યો હતો એ જ
ા એમણે એમની નોકરીને વિદ્યાપીઠની અંદરની એક
ી જ માની લીધી.

અને સ્વતંત્ર વેપારી તરીકે એમની નામના ચોમેર
ળાવા માંડી.

વરસોની એમની મહેનત બર આવી.

પોતાની માલિકીના મકાનને આંગણે એમની મોટર
ા રહેવા માંડી.

એક દિવસ એકાએક એના મગજ પર એક વિચાર
યો !

એને યાદ આવ્યું, એનું ભવન. એ સંસ્થા ! એ
ા તો એની મા હતી.

તરત જ વેપારીએ હિસાબ લખવા માંડયો. જેટલાં
એ ભવનમાં એમણે ગાળ્યાં હતાં એ વરસોના ખર્ચાનો
ા સરવાળો કર્યો, ગણતરી કરી. એમણે એક રકમ
પર મૂકી.

એ રકમને એમણે બેવડી બનાવી. વળી ‘ કાંઈક ’
અને પછી પચ્ચીસહજાર ને એકનો ચેક લખી
એ ભવન પર રવાના કર્યો.

એ ચેક લખતી વખતે એમના અંતરમાં ઊર્મિ ફરવા
એના જેવા હજારો ગરીબ વિદ્યાર્થીઓનાં મોં એની

રમાં

અંદર ગોળગોળ ફરવા લાગ્યા . એના કાન પર
તનાં વાકયો અફળાવા લાગ્યાં.

પુસ્તક બગડે નહિ. તમારે પાછું આ આપવાનું છે. આ
મહિના ચલાવજો. પહેરણને થીગડું મારી ઘો.
નહિ લાવો તો તમને આંહીં રાખવા ભારે પડશે."

રકમ મોકલ્યા પછી દર વરસે અમુક રકમ એ
આપવાનો એમણે નિર્ણય કર્યો.

ણે એમનો ભૂતકાળ વિસારે પાડયો નહિ.

૧૬

દિવસો ભૂલી જવામાં મજા નથી. એ ય
યુ બળ આપનારી નીવડે છે.

ીમાં આવી ગયા પછી જેઓ એમના ભૂતકાળનાં
ચ્છકારી કાઢે છે અને એને વિષેનો ખ્યાલ
તેઓ રોશનીને બરાબર ઓળખનારા નથી.

એ પણ એક એવી નીસરણી છે કે એના
ઘરમાં પગ મૂકી શકાય છે પણ અંધારું ય
ન છે, માવજત માગી લ્યે છે.

નિ મારી આજુબાજુ રોશની પ્રગટે ત્યારે જરૂર
કારણ કે તમારા પુરુષાર્થે એ રોશની ચેતાવી
કે રોશનીનો નશો ન કરતા. રોશની જીરવવી
આ લિસ છે. એ કાંઈ છાકટા કરે એવું ઊજળું
ઓ મને કેફ ચડાવવા માટે રોશની તમને
કિર

૪૮

## નાનું વાકય

મુશ્કેલ છે. આ એક નાનકડા વાકય પછીથી પૂર્ણ-વિરામ મૂકી દેવાની ઘણુાંને આદત પડી ગઈ છે.

આસાન છે. આ એક નાનકડા વાકય આગળ અર્ધ-વિરામ મૂકી, ઘણુાંઓ આગળ ચાલ્યા છે પણ તેમની યાત્રા મંગળ બની નથી.

મુશ્કેલ છે એ એક વાકય સામું આવીને ઊભું રહે પછી જ આદમીનું ખરું કાર્ય શરૂ થાય છે. સંજોગ 'ના' કહેતા હોય એની 'હા' કરાવવી એમાં તો માનવની શક્તિની કસોટી છે.

એટલે તમે જ્યાં હો ત્યાંથી તમારે કદમ ઊપાડવા જોઈએ. તમારે ઊપડવું જોઇએ.

જગદીશચંદ્ર બોઝ જ્યારે એના ઘરના ઓરડામાંથી બહાર આવ્યા અને વાડાની વનસ્પતિએ એને માટે મુશ્કેલી ઊભી કરી, એટલે કે વનસ્પતિશાસ્ત્ર એટલું અધરું નીવડયું ત્યારે એ અટકી ગયા નહિ.

વનસ્પતિની ઓળખ લેવા એમણે કદમ ઉપાડયા હતા.

અને એક દિવસ વનસ્પતિએ જ જગદીશચંદ્ર બોઝના નામનો જગત આખાને પરિચય આપી દીધો.

લજામણીના છોડે શરમાયા વિના જણાવી દીધું કે ઝાડપાનમાં ય જીવ છે.

જગદીશચંદ્ર બોઝને આ બધી પહેલેથી કાંઈ ખબર પડી નહોતી. એમણે કુદરતની 'ના' ને "હા" કરાવી જાણી. એમણે એક કામ આફતમાં ય આદર્યું અને એ અધૂરું ન રહ્યું.

" અરર ! મેં આમ કર્યું હોત " આવું વાક્ય બોલવાનો સમય ન આવે એને માટે પહેલેથી જ માણસે વ્યવસ્થા કરવી જોઈએ.

એક મહાન પર્વતની તળેટીએ ઊભા રહી તમે જો ત્યાંથી પર્વતને જોયા કરશો તો તમને એ પર્વત બિવડાવી દેશે, એનું શિખર તમને 'ના' 'ના' 'ના' કહેતું સંભળાશે પણ તમે એ પર્વત પર ચડવાનું શરૂ કરો.

એક ઘડી એવી આવશે કે તમે શિખર પર હશો. ત્યાંથી તમે તળેટી પર નજર કરશો ત્યારે તમને ખ્યાલ આવશે કે તમે કેટલે ઊંચે પહોંચી ગયા.

હિમાલયને ઓળંગવા માટેનો પુરુષાર્થ પણ માણસોએ કરી જોયો છે.

પણ તમારા ધ્યેયના શિખર પર તમારી નજર ચોંટેલી હોય તો જ તમારા કદમ ઉપર ને ઉપર જઈ શકે છે.

ખીણુની અંદર નજર ખૂંતાડનારો પહાડ ઓળંગી શકતો નથી.

એક કાર્ય જરા બહોળું હોય તો એના ભાગલા પાડી નાખવા અને દરેક ભાગલાને શાસ્ત્રીય ચડાણુ આપી દેવું. તો બહોળા કામનો બરાબર ઉકેલ થઈ શકે છે. ઘરના ચણુતર માટે એક પછી એક ઈંટ મૂકવામાં આવે છે અને એનું પરિણુામ મહાન મહેલાતમાં આવે છે, એમ કામની પણુ છૂટક વ્યવસ્થા થવી જોઇએ. એમાંથી કાર્યનો પૂરો આકાર હાથ લાગે છે.

દાખલા તરીકે એક દિવસમાં તમારે આઠ દશ વ્યક્તિઓની મુલાકાત લેવાની છે. તમારા કાર્યની તેમને ઓળખ આપવાની છે અને એ બધા પછી તમારે અમુક સમયે અમુક જગ્યાએ પહોંચવાનું છે.

આવી પરિસ્થિતિમાં આ પહેલું કરું કે તે કરું, એની મૂંઝવણુમાં વણુાયા વિના, તમારી આંખ સામે કાગળ મૂકજો. હાથમાં પેન્સિલ લેજો અને આખા દિવસના કાર્યક્રમને એક પછી એક મૂકતા જજો.

એક મુલાકાત, એની સામે જેટલો સમય જાય એની ગણુતરી કરી એની મિનિટો મૂકજો. એટલી મિનિટમાં તમારે કેટલા મુદ્દા કહેવાના છે એની મગજમાં નોંધ લઈ લેજો એટલે તમારી મુલાકાતની એકેય ક્ષણુ નકામી નહિ જાય; એટલું જ નહિ પણુ તમે દરેકે દરેક મિનિટ મુદ્દાસર વાત કરવામાં જ વિતાવશો.

આ પ્રકારની કાર્યની રેખા દોરવાથી મગજમાં પણ એક જાતની વ્યવસ્થાશક્તિ આવી જાય છે. અને આનું પરિણામ સુંદર આવે છે.

વિગતોની બાબતમાં પણ અંધાધૂંધી ન ચાલી શકે. દરેક કામના ભાગલા એટલે નાનામાં નાની વિગત, અને આ નાની વિગતમાં જેટલું અંધારૂં એટલું કાર્યની અંદર અંધારું.

કાર્ય પાર પડવા માગતું હોય પણ એમાં તમારો સહકાર હોય તો જ એમ બને.

સહકાર એટલે કાર્ય પાછળ તમે એકલી ધમાલ કરો, સમય વિતાવો એમજ નહિ પણ કાર્યની આસપાસ બરાબર ફરી વળો, એ માટેની તમારી ધીરજ રહેવી જોઇએ.

જેઓ સારા તરૈયા થયા છે તેઓની શરૂઆત કેમ થઈ છે ?

પાણી આગળ આવી, પાણીની અંદર પડતાં પહેલાં તેઓ બહુ વિચાર કરે તો તેઓ ધૂબકો મારી જ શકતા નથી. તેમના ઉસ્તાદ બાજુમાં હોય તોય વધુ પડતા વિચારને કારણે તેઓ હિંમત હારી જાય છે.

પણ જેઓ તરવાના હેતને ખ્યાલમાં રાખી પાણીમાં ઝંપલાવે છે તેઓ ઊંડા પાણીને પણ એક ક્ષણે તરી જઇ શકે છે.

કાર્ય માટે કદમ ઉપાડતાં બહુ વિચાર કરવાની જરૂર નથી.

કદમ ઉપાડો, કેડી મળતી જશે.

જગતની મહાનમાં મહાન શોધો શોધાઈ એ પહેલાં એ ગર્ભમાં પડી હતી પણ એનો જન્મ થયો કારણ કે માનવે એ અજવાળું હાથ કરવા યત્ન કર્યો. એ શોધ કાંઈ એના છેલ્લા રૂપમાં પહેલેથી હાથ લાગી નહોતી.

સોનાની ખાણની અંદર સોનાના નક્કર ઢીમ કાંઈ હાથ લાગતાં નથી. પથ્થરની ઉપર સોનાની નસ ચાલી જતી હોય છે એ નાનકડી નસ પર જેની નજર પડે છે એ જ કરોડો રૂપિયાનું સોનું હાથ કરે છે.

કાર્ય પહેલાં કાર્યની નાનકડી લહર જ ઓળખાય છે એટલે નાનકડી સિદ્ધિથી નાખુશ થઈ જવાની જરૂર નથી.

કાર્યની સિદ્ધિ વીજળીવેગે જ સાંપડતી નથી. કોઈ વાર આસ્તે ચાલીને એ ઈનામ આપી જાય છે.

એક યોજના તમે કાગળ પર મૂકો અને એ યોજનાને તમે પહોંચી વળશો કે નહિ એના વિચારમાં તમો દિવસો લંબાવો છો તો એ યોજના તમને રાક્ષસ જેવી લાગે છે.

એના કરતાં યોજનાને તમે તરત જ તમારા કાર્ય સાથે જોડી દ્યો. અને તમારો તાલ ખોયા વિના તમે તમારી ભૂલો સુધારતા જાવ.

માનવીને એનાં સ્વપ્નાં આ ક્રિયા દ્વારા જ હાથ લાગ્યાં છે.

સ્વપ્નું ચાલતા માણસને ચારી આપે છે અને સ્વપ્નું પરિશ્રમ પાડનારા આદમીનું કપાળ લૂછી આપે છે.

યોજનાના ખાટહિંચકા પર ઝૂલનારાઓથી સ્વપ્નું આઘું જ રહે છે.

સ્વપ્નું પણ 'વાસ્તવિક' પ્રયત્નો માગે છે.

૪૯

## કુદરતની કિતાબ

આકાશ એ કુદરતની એક કિતાબ છે. તારકો એનાં નવાંનોખાં ચિહ્નો બની જાય છે, સૂરજ, ચાંદો એના ખાસ અક્ષરો છે; પણ આ આકાશમાં એકલો સૂરજ વસવાટ કરતો નથી. કોઈ વાર સૂરજના પ્રકાશને પાછળ રાખી દેનાર વાદળ પણ ચડે છે પણ વાદળ એ રોજનો ખેલ નથી. સૂરજના સોનાના ખેલને સદા માટે વાદળું રોકી શકતું નથી.

આકાશની આ વાદળ અને સૂરજવાળી કિતાબ, માનવીને સુખદુઃખનો સુંદર પરિચય આપી જાય છે. માનવીના જીવનઆકાશમાં પણ આવી ભાત આવે જાય છે. વાદળથી ગભરાનારો સૂરજની પ્રચંડ છડી પોકારી શકતો નથી. કારણ કે, આફતનું વાદળ એવા માનવીને કમતાકાત બનાવી દે છે.

વાદળ વિના આકાશની કલ્પના થઈ શકતી નથી, એ જ રીતે જીવનમાં પણ આપત્તિ વિના આનંદની કલ્પના થઈ શકતી નથી.

પણ વાદળ એ કાંઈ સૂરજ માટેનો સદાનો નકાર નથી એટલે એ રીતે જ માનવીએ પણ એની આસપાસના બનાવોની ભાષા વાંચવાની જરૂર છે.

હું જ્યારે સોળ વરસનો હતો અને શેરડીના કારખાનામાં કામ કરતો હતો ત્યારે એક દિવસ એક બનાવ બની ગયો.

જે યંત્રથી આખું કારખાનું ચાલતું એ યંત્રનું ચક્ર એકાએક અટકી પડયું. હું એ વિભાગમાં કામ કરી રહ્યો હતો એટલે મને પોતાને તો ત્યારે એમ લાગેલું કે, તમામ સુખનો અંત આવી ગયો હતો.

હજુ તો કારખાનું શરૂ થવાનું હતું. મેં પોતે એની ભવ્ય કલ્પના કરી રાખી હતી અને ઉદ્યોગનો વિકાસ થાય પછી સમૃદ્ધિ આસપાસ ફરતી થશે એવી કલ્પના પણ કરી હતી, મને ત્યારે કારખાનાની આજૂબાજૂના રાજકારણની કાંઈ ખબર નહોતી.

યંત્રનું મુખ્ય ચક્ર ખોટકાઈ ગયું એની ખબર પડતાં, જેમણે કારખાનું ઊભું કર્યું હતું એ ઇજનેર આવી પહોંચ્યા.

મને તો એમના આવ્યા પહેલાં એમ લાગતું જ હતું હતું કે એમની સાથે એ સ્વભાવનું તોફાન લઈ આવશે.

ઈજનેર આવ્યા. એમણે ચક્ર નિહાળ્યું. હું બાજૂમાં જ ઊભો હતો. હમણાં એકાદો 'હોકારો' પડશે એ માટે મારા કાનને તૈયાર કરી રહ્યો હતો.

મારા મોઢા પર પસીનો થઇ ગયો હતો. આંખ થોડી લાલ થઇ ગઈ હતી. હું બિનઅનુભવી હતો. જીવનમાં પગલાં મૂકી રહ્યો હતો.

એ હતા, ગોરા ઇજનેર. વિલાયતથી ખાસ કારખાનું ઊભું કરવા એ આવેલા હતા.

ઈજનેર મારી પાસે આવ્યા, મારી પીઠ થાબડી અને લગભગ હસીને બોલ્યા :

"આ તો સાવ સામાન્ય અકસ્માત છે. આ આખું 'ફ્લાઈ વ્હીલ,' આ આખું ચક્ર કારખાનાના છાપરાને ફાડી અદ્ધર ઊડી જાય તો ય હું તો જરાય ગભરાઉં નહિ. કારણ કે આવા અકસ્માતો જ્યાં યંત્ર હોય ત્યાં ન બને તો ક્યાં બને ? આમ બનવું જ જોઇએ આમાં મોટું થઇ શું ગયું છે ?"

અને પછી ઈજનેરે મને એમના જીવનની જાણવા જેવી ઘણી વાતો કહી. એમણે મને સમજાવ્યું :

"ગમે તે થાય તોય મેદાન છોડવું નહિ. આ યંત્રનો આવો અકસ્માત થઈ ગયો; કાચોપોચો માણસ આ પછી મેદાન છોડી જવાની ઈચ્છા કરે. પણ આવા ભાગેડુઓ માટે જીવન નથી."

નાની વાત હતી. સહેલી ભાષા હતી. પણ મને એમાંથી જીવનની ભાષા સંભળાઈ.

આફત એ તો જીવનની ઘણુાંમાંની એક શરત હતી. એવા આફતના વાદળને તો કેમ વિખેરવું એનો જ વિચાર હોય.

વાદળ કેમ આવ્યું ? એ એક પ્રશ્ન માનવીને કોઇ કાંઠે લઈ જતો નથી.

કારખાનાનો કિસ્સો એટલા માટે મેં રજૂ કર્યો છે કે ત્યાર પછી હું મોટી આફતોનો અને મોટા અકસ્માતોની કલ્પના કરતાં શીખી ગયો. પરિણામે ખમીરનો મને ખ્યાલ આવતો ગયો.

દરેકના જીવનમાં આ પ્રકારના સંજોગો ઊતરી પડે છે. સંજોગોનું સ્વરૂપ જુદું જુદું જરૂર હશે પણ એ સંજોગોનો નિકાલ કરવા માટે માત્ર રૂપિયા, આના, પાઇની જરૂર પડતી નથી પણ યોગ્ય માનસની જરૂર પડે છે.

ભાગેડુઓની જગતમાં કિંમત નથી. મેદાનમાં રહી ઉઝરડા જીરવનારની કિંમત છે.

એટલે વિચિત્ર સંજોગોના ઉપચાર તરીકે નિરાશાને પાસે બોલાવવા કરતાં આશાને બોલાવવાની જરૂર છે.

નિરાશા બહુ ઓછા માણસોને કવિ બનાવી જાણે છે પણ મોટા ભાગના માણસોને તો એ કમતાકાત બનાવે છે.

આકાશ છે, માટે વાદળ છે અને વાદળ છે માટે સૂરજ છે; આ કુદરતની પાટીના અક્ષરો ભૂલી શા માટે જાવ છો ?

જીવનના રંગો આકાશની માફક બદલાતા રહે છે માટે જ જીવન પ્યારું લાગે છે અને માટે જ આકાશ પ્યારું થઈ પડે છે.

એક માનવીની આખી જિંદગી સુંવાળા સુખમાં જ પસાર થઈ હોય તો એવા માનવીને કમનસીબ ગણવો જોઇએ.

હલેસાં વિના હોડીને દૂર કરવામાં મજા નથી, તોફાન વિના શાંતિનો રસ માણવામાં લિજ્જત નથી.

અને તો યે મૂંઝાઇ જાવ તો આકાશ ભણી જોજો. તમારી નજર તમારા પગને વટાવીને દૂર જતાં શીખશે. એક પ્રકારનું મનોહર દર્દ તમને પછી ઢંઢોળશે.

તમારી આંખમાં છૂપાયેલાં આંસુ તારાઓ ઊટકી આપશે. વાદળની પાછળ છૂપાયેલો સૂરજ તમને એંધાણી આપી જશે. કુદરતની કિતાબ—આ આકાશ—તમને ઉચ્ચ શિક્ષણ આપી જશે.

## ૫૦
## ઉકળાટ ને ઉમંગ

નિયમ ખાતર નિયમ પાળવાનો બહુ અર્થ નથી. નિયમ એ એક વાહન છે. એની દ્વારા યોજનાને આકાર આપી શકાય છે. કાર્યને વ્યવસ્થિત બનાવી શકાય છે. પણ નિયમની પાછળ કાર્ય કે યોજના ન હોય તો એ નિયમ નીરસ બની જાય છે.

બાબરા ભૂતને કાંઇ કરવાનું નહોતું, કોઇ હેતુ નહોતો અને એની સામે નિયમ ઊભો રહ્યો, સમય ઊભો રહ્યો ત્યારે ઊંચા વાંસડા પર ચડી એ ઊતરવા લાગ્યો. ફરી ને ફરી એ આ નિયમ પાળી રહેતો.

બાબરા ભૂતે આ રીતે કામ કર્યું, પણ એના કામ પાછળ કોઈ ચમકાર ન રહ્યો. ભૂત નવરો ન રહ્યો પણ એની પ્રવૃત્તિ વાંઝણી જરૂર રહી.

કેટલાક માણસો આ રીતે યોજના વિના વાંસડા પર ચડે છે ને ઊતરે છે. બાબરા ભૂતના આ વારસદારો જો તેમની નાનીશી શક્તિને પણ સારી રીતે રોકી શકતા હોય તો તેમના કાર્યને અર્થ સાંપડી શકે.

જેમને ' કાંઇક ' કરવું છે એમને નિયમ જરૂર સહાય

કરે છે કારણ કે યોજનાનો અમલ, યોજનાનું સ્વરૂપ તો જ બહાર આવે, જો એનું સંચાલન નિયમિત હોય.

કાર્ય અને નિયમની આ મિલાવટ પછી વધુ આગળ આવવું હોય તો રચનાત્મક તત્ત્વ પાસે રહેવું જોઇએ. આ તત્ત્વને કારણે કેટલીક જિંદગીઓના સ્પર્શ માત્રથી જગતમાં ભવ્ય ઇમારતો ઊભી થઇ શકી છે.

આ ઇમારતો ઉદ્યોગની હોઈ શકે, વ્યાપારની હોઈ શકે, કીર્તિની હોઈ શકે, અને ચારિત્રની પણ હોઇ શકે.

જેઓના હૃદયમાં મંગળ ભાવના વસવાટ કરતી હોય છે એમનો સ્પર્શ મંગળમય પરિણામ લાવી શકે છે.

મંગળ ભાવના સંસારીઓના જીવનમાં અમૃત ઘોળવા માટે કામની તો છે જ પણ જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં મંગળ ભાવના મંગળ દર્શન કરાવી આપે છે, સાધનાનાં મંગળ દર્શન.

મંગળ ભાવના કોને સાદ દે છે ? રચનાત્મક કાર્યને.

એક માનવીએ એક ગામડામાં ગામડીઆઓની નિરાધાર હાલત નિહાળી. નિરક્ષરતા નિહાળી. અજ્ઞાન અને વહેમનાં અંધારાં નિહાળ્યાં. આ માનવી માત્ર નિશ્વાસ નાખીને બેસી રહે તો એનો નિશ્વાસ ભલે સહાનુભૂતિવાળો હોય પણ આ નિશ્વાસને સાવ સાચો બનાવવા માટે એ માનવીએ એ નિશ્વાસને કાર્યની જમીન પર ઉતારવો જોઈએ. એ નિશ્વાસને ફરતો કરવો જોઇએ. એ નિશ્વાસ સામુદાયિક બને નહિ ત્યાંસુધી એને જાળવી રાખવો જોઇએ.

જરૂર એ પછી અમુક પરિણામને આવવાની તક મળશે. ગામડીઆઓની બૂરી હાલત દૂર કરવા માટે કોઈ રચનાત્મક કાર્યક્રમ ઘડાશે. નિશાળો ત્યાં ઊઘડી પડશે.

અને ત્યારે સમજાશે સાચા નિશ્વાસની કિંમત.

એ જ રીતે વ્યાપાર અને ઉદ્યોગનાં ક્ષેત્રોમાં ઝંપલાવનાર ઈન્સાન આસપાસ વ્યાપારનાં બાવાં નિહાળે, તો એણે એનાથી ત્રાસ પામી જવું જોઇએ નહિ.

એ બાવાંનો નિકાલ લાવવા એણે પ્રયત્નો કરવા જોઇએ. એ કયારે બને ? હૃદયની અંદર મંગળ ભાવના હોય.

રશિયાએ કાઝકીસ્તાન જેવા રણના પ્રદેશમાં પાણીનાં ઝરણાં વહેતાં કર્યાં કારણ કે જે ઈજિનેરે, એ રણને જોતાં નિશ્વાસ ઠાલવ્યો અને એ નિશ્વાસ સાથે એની કલ્પનાને સળગાવી અને એ કલ્પનાને સળગાવ્યા પછી એણે જે ભાવિ ચિત્ર દોર્યું, અને એ ચિત્ર દોર્યા પછી એણે એ ચિત્રને ખરું પાડવા માટે પ્રયત્નો કર્યા, એને લીધે વેરાનમાં બાગ વહ્યાં.

એનો નિશ્વાસ મંગળમય પરિણામ લઈ આવ્યો. એટલે નિશ્વાસ એ માત્ર નિરાશાનો સંગાથી જ ન બનવો જોઇએ.

આજનો નિશ્વાસ આવતી કાલનો ઉમંગ બની જાય, જો હૃદય સ્વચ્છ હોય તો. જો મગજનાં તંતુઓમાં શક્તિ હોય તો. જો રચનાત્મક વૃત્તિ કેળવી હોય તો.

એટલે યોજના, નિયમ અને ભાવનાના સંગમ ઉપર જીવનને રોકતાં આવડવું જોઇએ.

## ૫૧
## છાતીના કાંગરા

ભયની સાથે ભાઈબંધી રાખવી કોઈને ગમતી નથી. તોયે ભય ઘણા માણસોનાં બારણાં ખખડાવે છે.

ભય માત્ર એક જાતનો ચહેરો લઈને આવતો નથી, માત્ર એક જાતની બોલી લઈને એ આવતો નથી. એ તો એના ‘ દૂતો ’ દ્વારા માનવીને રંજાડવા બહાર પડે છે.

બાળકોને ભય લાગે છે અને મોટાંઓને ભય લાગતો નથી: આમ માનવાનું કશું કારણ નથી.

એથી ઉલટું કેટલીકવાર તો એમ બને છે કે બાળક એના અજ્ઞાનને કારણે નિર્ભય રહે છે.

માનવીની આસપાસ ભયની વાડ઼ા રચવાનું કામ, આજના વધુ પડતા જ્ઞાને હાથમાં લીધું છે.

રોગનાં મૂળ પર ઘા કરવાની વાતને અળગી રાખી જંતુઓના ચેપની વાતને એટલી ચગાવવામાં આવી છે કે આ વાતો ઘણાના મગજમાં ભૂતની જેમ ફરતી રહે છે.

આરોગ્યના સિદ્ધાંતો માણસ સમજતો થઈ જાય તો આજે એ જે રીતે ફૂંકી ફૂંકીને એના જીવનની પગલીઓને આગળ કરે છે એ હાલત એની ન હોય.

ઘરની અંદર સૂતા હો અને ચોર આવે અને ભય લાગે એ ભય તો સાવ "સરળ" ભય છે.

આજનો ભય આના કરતાં વધુ ગૂંચવાળો બન્યો છે. આજનો ભય ગભરાઈ ગયેલાં માનસમાંથી જાગી ગયો છે.

સંસારની અંદર આ ભય એનો પગ જમાવતો જાય છે. કેટલાક પતિને ભય લાગે છે, પત્નીના સુધરતા જતા વિચારોનો કેટલીક પત્નીઓને ભય લાગે છે, અણમાનીતી બનવાની ભાવિ શક્યતાનો. પિતાને ભય લાગે છે, પુત્રની ઝડપી યોજનાઓનો.

આ ભયની પાછળ દૂબળું મન સંતાયેલું છે. જેમણે જીવનની પિછાણ મેળવી છે, જેમણે માનવતાની કેડી પર ચાલવાની કાળજી રાખી છે, જેણે પુરુષાર્થ અને સાહસનો સાથ રાખ્યો છે, જેમણે સ્વચ્છ માનસનો ટેકો મેળવ્યો છે, એ માણસો પાસે આવો ભય આવી જ શકતો નથી.

ભય સામો આવે ત્યારે એ ક્ષણે એનો નિકાલ કરવા માટેની આવડત માણસ ભલે રાખે પણ ' આવે છે ' 'આવે છે' એમ મનમાં માની, ભયની તસવીરને બિહામણી કરનારાઓ ભયના વિચાર માત્રથી પણ ભોંયભેગા થઈ જાય છે.

જેમની જીવનની પ્રવૃત્તિ ઉપર અંતઃકરણ એનો આશીર્વાદ ઉતારે છે એને કોઈ ડર નથી. આ રીતે જેઓ ઘરની બહાર નીકળે છે, એમને બીજાઓની શંકાઓના વાઘદીપડા સામા મળે તોયે એને આંચ આવતી નથી.

પારેવાંનું દિલ વધુ પડતું ધ્રૂજી ઊઠે છે એટલે એનો શિકાર સહેલો થઇ પડે છે. પારેવાનાં કરતાં નાનાં પક્ષીઓ ઉપર શિકારી પક્ષીઓ તરત ચોટ મારતાં નથી કારણ કે, શિકારી પક્ષીને પણ ખબર પડે છે કે મરેલું મન સહેલાઈથી તાબે થાય છે.

તમે કયાં જીવનને એકલી રેશમની યાત્રા માની બેઠા છો ? અને તમે ભૂલશો નહિ કે ચાંદની પણ અંધકાર હોય છે માટે ખીલી ઊઠે છે. તમારા મનની ચાંદની તમારી આજુબાજુના અંધકારની અંદર ચળાશે તો જ એની ખિલાવટ દુનિયાને દેખાશે. જીવન એ એક ગઢ છે અને તમારી છાતી એ ગઢના કાંગરા છે. આ ગઢને ઘેરવા આફતો આવે ત્યારે તમારું બળવાન મન પ્રથમ સામનો કરે છે. આ મન જો દૂબળું હશે, બિચારું હશે તો તમારો ગઢ 'બિચારો' બની જશે.

જીવનના આવા દુર્ગ પર તમે જે પુરુષાર્થનો હૃદયરંગી વાવટો ફરકતો રાખ્યો છે એને હેઠો ઉતરાવી દેવાની શક્તિ કોઇનામાં નથી, એની તમે તમારા પૂરતી ખાત્રી રાખજો.

હા, મધ લેતાં મધમાખી ડંસે, સાહસ કરવા જતાં છરકો થઈ જાય પણ જેનો હંસલો જાગી ગયેલો છે એને નિંદર અને રાત્રિના અંધકારનો ડર નથી.

હિંમત ઉપર આકાર પામેલા તમારા છાતીના કાંગરા પરથી તમે સાચી ધારાળી દ્રષ્ટિ ફેંકશો તો તમારી સામે ઊભી થયેલી મુશ્કેલીઓની સામે તીર જઇ પડશે. ને તમારા જીવનના દુર્ગનો ડંકો વાગી જશે.

૫૨

## તમારું નામ

મેદાન પર વિજય મરચંટ એના કાંડાની શક્તિનો પરિચય આપે, ને તમે એ નામમાં ગૌરવ લ્યો છો.

કૃષ્ણલાલ શ્રીધરાણી અમેરિકામાં જઇ પુસ્તક પ્રગટ કરે છે ને શ્રીધરાણીનું નામ તમે ફરી ફરી બોલ્યા કરો છો.

કોઈ જલસામાં કોઇ ઉસ્તાદ એની કલા ઝળકાવી જાય છે ને તમે એ ઉસ્તાદના નામનું ગૌરવ આગળ કરો છો.

ગાંધીજીના નામનું ગૌરવ તમે તો દિવસ રાત સાથે રાખો છો.

બીજાં નામોમાં તમારે ગૌરવ લેવું હોય તો જરૂર લ્યો. ગુણીજનની અસર ઝીલવી એ શુભ વલણ છે.

પણ તમે તમારા પોતાનાં નામમાં પણ ગૌરવ લઇ શકો એવી દુનિયાને તમે હાથ કરો.

તમે તુચ્છ ને બીજા બાદશાહ—આ પ્રકારની માનસિક નાનપથી તો તમે છેટા રહેજો. ગર્વ અને ગૌરવમાં મોટો તફાવત છે.

ગૌરવ એ ગર્વનો હણહણાટ નથી. એટલે ગર્વને તારવી તમે તમારા નામનું ગૌરવ જગાવજો.

આખો સમય બીજાઓનાં નામની પૂજામાં તમે વિતાવતા નહિ. કેટલીક વાર આવી પૂજા સસ્તો સંતોષ જન્માવે છે. એનું પરિણામ એ આવે છે કે એ પૂજાયેલા નામને અન્યાય થઈ જાય છે.

તમારે તમારું વ્યક્તિત્વ એટલું કેળવવું જોઇએ જ કે બીજાના નામથી તમારા નામને ધરણ લાગી ન જાય.

હિંદુસ્તાનને હાથમાં માળા લઈ એકલી લૂખી પૂજા કરવાનો શોખ છે.

વ્યકિતના કરતાં વિચારનું જતન કરનારાઓ જગતને કાંઇક આપી જાય છે.

બે માણસો છે. એક મોટા નામને તેઓ માનનારા છે. એક માણસ એ વ્યકિતનાં દર્શન કરે છે, એનું સ્મરણ કરે છે, એને ઇશ્વર માને છે. આ પૂજાથી એના મનને સંતોષ થઈ જાય છે.

બીજા માણસને એ મોટા નામ માટે માન છે. પણ એ મોટા નામે જે પુરુષાર્થ કર્યો છે એની સાથે એને લગની લાગી છે. એટલે બીજો માણસ એમ માને છે કે, એ પણ પુરુષાર્થ કરી એ મોટા નામને રાજી કરી શકશે.

પહેલો માણસ વેવલો ઠરે છે. ને બીજો માણસ મોટા નામને લાયક ઠરે છે.

લાયકાત મેળવવા માટે માણસે જીવનસંગ્રામના સપાટા ચલાવવા પડે છે. ઘરની અંદર બેસી, ઘીનો દીવો બાળી

ઓરડાની લાયકાત મેળવનાર દુનિયાના ઉમળકાને જાણનારો નથી.

પરિશ્રમ કરી જેણે સાધના કરી હોય એને એની સાધનાની ક્યારે ય શરમ લાગતી નથી.

હિંદુસ્તાનના એક પ્રખ્યાત સંગીતકારને કોઇએ પૂછ્યું:

"તમારો ઉસ્તાદ કોણ? તમારો ઘરાનો કયો? તમારું ખાનદાન કયું?"

સંગીતકારે ટૂંકો ને ટચ જવાબ આપી દીધો!

"મારો ગુરુ મારું ગળું, મારો ઘરાનો મારો પરિશ્રમ ને મારું ખાનદાન મારો સૂર."

આ જવાબમાં ગર્વ ભરેલો છે એમ માની લેવાની જરૂર નથી. આ જવાબ દેનાર સંગીતકારે ગુણીજનોની અસર જરૂર ઝીલી હતી પણ એને એ વાતની બીમારી લાગુ પડી નહોતી અને એણે પોતે સૂરના અનેક અખતરા કરી જાણ્યા હતા.

માનસિક નાનમ એ જગતની મોટામાં મોટી બીમારી છે.

સમ્રાટ સિકંદર જગત આખામાં જીતનો ડંકો બજાવી ફિલસૂફ ડાયાજીનસ આગળ આવ્યો કે તરત ડાયાજીનસે કહ્યું:

"એય, જરા આઘો થઈ જા. સૂરજનાં કિરણને તું આડે આવે છે. મારા પર તડકો આવવા દે."

સ્વ. મણિશંકર રતનજી ભટ્ટ—કવિ કાંતને ભાવનગરના મહારાજા ભાવસિંહજી ગાડી લઈ કાંતને ઘેર તેડવા આવતા.

કોઈવાર કાંત જમવા બેઠા હોય તો એ મહારાજાને બહાર કહેવરાવી દેતા.

"જરા ઊભા રહો. જમીને આવું છું."

આ ખુમારી એમનામાં હતી એટલે એમની કવિતામાં પણ એ ચમક દેખાઈ આવતી હતી.

દરજ્જાને માન આપવું જોઇએ. પણ દરજ્જો એ કોઈ વીજળી નથી કે એ પડતાંવેંત હાંફળાફાંફળા થઈ જવાની જરૂર હોય.

તમારા નામનો દરજ્જો તમારા હાથમાં છે. તમારા નામનું શિલ્પ રચવું પણ તમારા પર જ છે.

તમારા નામને તમે બીજાઓનાં નામોમાં ખોવાઈ જવા દેતા નહિ.

નમ્ર જરૂર બનો પણ વારે વારે નમી પડવાની વાત તો છોડી જ દેજો.

બીજાઓની આરતી ઉતારવા માટે જ તમને બે હાથ મળ્યા નથી.

હા, તમે જીવનની આરતી ઉતારવી હોય તો ઉતારો.

માનસિક નાનમને હાંકી કાઢી તમે બહાર પડો. તરત જ તમારા ફેફસામાં નવી હવા ભરાઈ જશે.

પછી તમે ચાલો છો એ પગ તમારા પોતાના છે એનો ખ્યાલ તમને આવશે. તમે જે કાંઈ જુઓ છો એ જોનાર આંખ તમારી પોતાની છે એની તમને જાણ થશે.

તમે જે નામથી જગતમાં હરો ફરો છો એ નામ તમારું પોતાનું છે એની તમને સમજ આવશે.

## ૫૩
## સારંગીનો મેળ

કચેરી ઘરમાં લઈ જવી અને ઘરને કચેરીમાં લઈ જવું—આ પ્રવૃત્તિ ઉપર વીજળી પડતી હોય તો સારું.

કચેરીનું બારણું બંધ થઈ જાય, અને ઘરનું બારણું ઊઘડી જાય ત્યારે ઘરની અંદર કોઈ કચેરીના અધિકારી આદમીએ દાખલ થવાની જરૂર નથી.

કચેરીના કામકાજમાં કચવાટ ઊભો થયો હોય તો એની ગમગીની ઠેઠ ઘેર સુધી લઇ આવવાની આદત સારી નથી.

કામ હોય ત્યાં કચવાટ પણ હોય. કામ હોય ત્યાં મગજની થોડી અકળાઅકળી પણ હોય.

પણ આ 'તણખા' સંસારમાં દાખલ કરી આખા ઘરના ખુશમિજાજને બાળી દેવાની જરૂર નથી.

ઘરસંસારનું પગથિયું અને કામકાજની ખુરશી—એક માનવીમાં ભજવાતાં આ બે અતિ મહત્ત્વનાં પાત્રો છે. પણ આ પાત્રોને સામસામાં મૂકવાથી બન્ને પાત્રોને ગેરઈન્સાફ થાય છે.

એ જ રીતે ઘરની અંદરનો કોઇ 'કકળાટ' તમારી કામકાજની ખુરશી લગી લઈ જવો ન જોઇએ.

આવી પરિસ્થિતિ હાથ કરવી શક્ય છે પણ પહેલેથી મગજને એ રીતે વાળી દેવામાં આવે તો.

ભયાનકમાં ભયાનક કરુણતા વચ્ચે માણસોએ એમનાં કામને હસતું રાખી જાણ્યું છે. કારણ કે કરુણતા એ એક વ્યક્તિની ઉપર ઊતરેલી અવસ્થા છે, કામગીરી એ સામુદાયિક જવાબદારી છે.

જૂના જમાનામાં હરિમંદિરની અંદર માણસો પૂજામાં બેસતા. એની પાછળ એક હેતુ એ હતો કે મસ્તક એની એકાગ્રતા તેજ કરી શકે. નવાનોખા ખ્યાલો મગજની અંદર ધુમાડો ઊભો કરે છે, આ ધુમાડો દૂર કરવા માટે મગજની નસોનું વ્યવસ્થિત દિગ્દર્શન જરૂરનું છે.

એકાંત આ કામ સાધી શકે. પૂજાની પ્રવૃત્તિ માનસિક કસરત શીખવી શકે.

તમારા ધંધાના પ્રવાહમાં તમે તરતા હો અને એ ક્ષણે તમે જો તમારા સુખી કે દુ:ખી સંસારનો ખ્યાલ કરવા માંડો, કોઈ સાંસારિક વ્યથાને તમે મગજની અંદર ફરતી કરો તો તમારી ઉપર પ્રવાહનું મોજું ફરી વળે છે અને તમને જે મોજું વેપારના ઉમદા કિનારા પર ફેંકવાનું હતું એ મોજું કોઈ બીજાને ત્યાં ફેંકી દે છે, અને તમને થોડી ક્ષણો માટે એ ડૂબાડી દે છે.

કડવો ખ્યાલો ધરવાની શક્તિ સંસાર પાસે રહેલી જ છે પણ કડવાં ઘૂંટડા પીધા પછી પણ ઉમદા ખ્યાલો કરનારાને, કડવા ઘૂંટડા હરાવી શક્યા નથી.

એકચિત્ત કરવાની શક્તિ આપણે ગુમાવી દીધી છે એટલે આપણી સામેના દરવાજા બંધ માલૂમ પડે છે.

માંહલું માનસ, અનેક વાતો પર દોડતું મગજ, કોઈ ભોગળોને ભાંગી શકતું નથી.

કાચ કાપવા માટે જેમ હીરાકણીની જરૂર પડે છે એમ તમારો માર્ગ કાપવા માટે તમારે એકાગ્રતાની હીરાકણી હાથ કરવી પડે છે.

એકાગ્રતા અને અતડાપણાને કોઇ વાર ભેળવી મારશો નહિ.

એકાગ્રતા સાધનારો માણસ તો સૌ સાથે હેતથી હળીમળી શકે છે.

જે પરિસ્થિતિ ઊભી થાય છે એના પ્રત્યે એ એવી માનસિક વલણ જાળવતો હોય છે કે એના માનસને 'ફૂકવાનો' મોકો મળતો નથી.

રણમાં સફર કરનારે તડકાથી ડરવું ન જોઇએ. આંધીથી ડરવું ન જોઈએ. તરશથી ડરવું ન જોઈએ.

એને બદલે રણ કઈ રીતે વટાવી જવાય એ માટેની જોગે તૈયારી રાખવી જોઈએ.

જીવનના રણમાં સફર કરવા માટેની મુખ્ય તૈયારી એટલે એકાગ્રતા.

સારંગીના કેટલાયે તાર જ્યારે એકાગ્રતા સાધે છે ત્યારે જ સારંગી પૂરેપૂરી મળેલી કહેવાય છે.

મગજની જુદી જુદી નસોનો આવો સારંગી જેવો મેળ મેળવવા માટે પ્રયત્નો કરવામાં આવે તો ?

## ૫૪
## એક હતો ઉપદેશક

એક કિસ્સો સમજવા જેવો છે. એમાં દર્દ છે, માનવજીવન સમજવા માટેની એમાં છૂપી બોલી છે.

એક હતો ઉપદેશક. એ એના હાથમાં ધર્મની કિતાબ રાખતો હતો. ઈશુને એ વારંવાર યાદ કરતો હતો. એને અનુયાયીઓ જોતા હતા, સંખ્યા માટે એને વધુ ઉમળકો હતો. એટલે એ વટાળપ્રવૃત્તિમાં મશગૂલ રહેતો.

એક નદી પાસે એણે દીક્ષા આપવાનું કામ શરૂ કર્યું. એણે એક અજબ રીત અખત્યાર કરી. દીક્ષા લેનાર પાણીની અંદર ડૂબકી મારે, બહાર આવે અને પછી ઉપદેશક કહે:

" બધાંને કહે કે તું શેમાં માને છે ? "

આ રીતે ઘણાંઓએ ડૂબકીઓ મારી, એમની માન્યતાની છડેચોક જાહેરાત કરી. પછી એક નવ વરસની છોકરી આગળ ઉપદેશક આવ્યો.

એ છોકરીની ચામડી કાળી હતી. એને આ બધું દૃષ્ય જોતાંજોતાં એક પ્રકારની ભીતિ લાગી ગઈ હતી.

" છોકરી આંહીં બધાંને હવે તું કહે કે તું શેમાં માને છે ? "

ઉપદેશકે પહેલાં તો આ વાક્ય ખૂબ હળવેથી કીધું ને છોકરીને ડૂબકી મારવાનું કહ્યું.

છોકરી પાણીમાંથી મોઢું બહાર લાવી ને એનું શરીર ધ્રૂજવા લાગ્યું. હોઠ કંપવા લાગ્યા. એ ડરી ગઈ હતી, ઉપદેશકના આવા વાક્યથી.

હવે ઉપદેશકે જરા કડક થઇ છોકરીને કહ્યું:

" છોકરી ! આ બધાંને જણાવી દે કે હવે તું શેમાં માને છે ? "

શ્યામવર્ણી આ છોકરી ત્યારપછી પણ મૂંગી જ રહી. એના હોઠ પરથી કોઈ પઢાવેલું વાક્ય પણ નીકળ્યું નહિ.

ઉપદેશકનું મગજ તપી ગયું. છોકરીની ગળચી પકડી ઉપદેશકે એને પાણીની અંદર નાખી. એ મુખ ફરી બહાર આવ્યું, ધ્રૂજતું.

" છોકરી ! કહી દે જલદી ! કહી દે અબઘડી કે તું શેમાં માને છે ? ચાલ આ સહુને સંભળાવી દે. "

એ શ્યામલી છોકરીની આંખમાંથી આંસુ સરી પડયાં. મહામહેનતે એ બોલી:

"હું માનું છું કે ઉપદેશક અમને ડૂબાડી દેવા માગે છે."

આ છોકરીની જેવી હાલત ઘણાની થાય છે, જ્યારે એમની સામે માત્ર પુણ્યની વાતો કરનારો ઉપદેશક જાગી જાય છે.

બોચી પકડીને કોઇ મહાન પુણ્યશાળી પણ તમને શ્રદ્ધાળુ ન કરી શકે અને એ રીતે જેઓ શ્રદ્ધાની કંઠી પહેરાવે છે, તેઓ શ્રદ્ધાને જ સમજનારા હોતા નથી.

આ રીતે જ્ઞાન પણ વજનદાર બની કોઈની પીઠ પર બેસવા જાય તો એનો બોજો ભારે લાગે છે.

જીવનમાં તમારે જરૂર ‘ કાંઈક ’ કરી બતાવવું છે. તમારે આગળ વધવું છે અને એ વિષે હું તમને ઈશારો કરું. હું તમને એ માટેની કેડીઓની વાત કરું એ બરાબર છે. પણ તમારી બોચી પકડીને હું તમને રાજા બનાવવા માગતો હોઉં તો ય તમને એ રાજાપદ ગમે નહિ.

આપણા વડિલોએ, આપણા ઉપદેશકોએ, આપણા આગેવાનોએ આ મુદ્દો સમજી લેવો જોઇએ.

તમારી ચિંતા કરનારો જગતમાં હું એક જ છું એમ માનવાની હું ધારો કે ભૂલ કરું તો તમે તો એવી ભૂલ કરવાના જ નથી.

પણ એટલું ચોક્કસ છે કે તમે એક માનવી છો એ માટેનો મને ઉમળકો છે. આપણે બન્ને માનવીઓ છીએ અને આ અધિકારને કારણે હું તમારી સાથે સંબંધ બાંધુ, તમારી તરક્કીની વાત કરું એ યોગ્ય છે.

તમારી માનસિક સમૃદ્ધિની હું વાત કરું છું, તમારી પ્રગતિની હું વાત કરું છું, શા માટે ?

સંસ્કારનું ધોરણ ઊંચું આવે એ માટે. તમારી રિદ્ધિ-સિદ્ધિમાં, તમારી આગેકૂચમાં અમને રસ પડવો જ જોઈએ.

આજે તો તમે પોતે તમારા પ્રશ્નોને બરાબર તોળી શકો છો. એ તોલ બરાબર થાય એ માટેનો માનસિક ચુકાદો આપવાની તમારામાં શક્તિ ન હોય તો એ તમારે કેળવવી જ જોઈએ.

કાર્ય કરો અને પછી બધી વાત પૂરી થઈ ગઈ છે એમ માનવાની આદત કેળવશો નહિ.

તમે જે આજે કાર્ય કર્યું એનાથી તમને સફળતા મળી છે એટલે તમે એ કાર્યના કૂંડાળામાં જ ફર્યા કરતા નહિ. એને વધુ વેગ કેમ મળે એની ત્રેવડમાં રહેજો.

અને કાર્ય પણ નવાનોખા સાહસવીરો માગે છે. કાર્યમાં એક ખૂબી એ રહી છે કે આજે તમને એ હસાવે અને કાલે તમને રડાવે.

એટલે તમે હસવાની મુરાદ જરૂર રાખજો પણ સાથે સાથે નિરાશા આવે તો એનો નિકાલ કરવા માટેની મગજમાં સામગ્રી તૈયાર રાખજો.

ઊજળું પરિણામ તરત સામે ન આવે તો ગોથું ખાઈ જવું એવો જેમનો સ્વભાવ છે એમનાં પરિણામો આખરે છીછરાં ઠરશે.

મુરાદ આજે મોટી ગણાય છે કારણ કે એને બર ન આવવા માટેનાં પુષ્કળ સાધનો મળી રહે છે.

ચોમાસાની મોસમમાં માણસ પાસે છત્રી રહે છે ત્યારે એ વિશ્વાસથી માર્ગ કાપતો હોય છે, વરસાદ ઝીલવાની એણે સગવડ કરી રાખી છે.

પણ આ છત્રી એની પાસે હોય અને એકલી ટાઢ પડતી હોય તો એને છત્રી કામ લાગતી નથી. એ વખતે એણે જેને 'સગવડ' માની લીધી છે એ સગવડ નકામી ઠરે છે.

આ રીતે તમારી પાસે તિજોરી હોય, એની અંદર ધન હોય એ સગવડ જરૂર છે. પણ જીવનના કેટલાક પ્રસંગો તિજોરીની સગવડને કારણે નાબૂદ થતા નથી, છત્રીથી જેમ ઠંડી હાંકી કાઢી શકાતી નથી એમ.

જીવનના એવા પ્રસંગોમાં તમારી પાસે મગજની શક્તિ હોય તો એ જે સગવડ કરી આપે છે એનાથી તમે જીવનનો દરિયો ઓળંગી જાવ છો.

એવી શક્તિ એકઠી કરવા માટે તમારે તમારી બુદ્ધિની ખિલાવટ કરવી જોઈએ અને એ ખિલાવટ એટલે અભ્યાસ. માનવ–જીવનનો અભ્યાસ.

એવી સામગ્રી સાથે તમે વાવાઝોડાંની અંદર નીકળો તો યે તોફાન તમને ભોંયભેગા કરી નહિ દઇ શકે.

# ૫૫
## જીવનની હડફેટ

**એ**ની પાસે કૅમેરા છે, એની પાસે કલમ છે અને એની પાસે મોટાં અખબારની એક નાનકડી કટાર છે.

પણ એની નાનકડી કટાર ઉપર ૬૦૦૦૦૦૦ વાંચકો નજર પાથરે છે. કારણ કે એની કટારમાં વાંચકનું કાળજું લઈ લેવાની શક્તિ ભરી છે.

ન્યૂયોર્કનાં દૈનિક અખબારનો એ એક વીર છે. આ આદમીની હિંમત, એની મેદાન પર ધસી જવાની આદત, એનો આશાવાદ, પોતાના કામ માટેનો એનો ઉમળકો—આ બધું ખૂબ સમજવા જેવું છે, એટલે એ આદમીને આપણે આ કટારો માટે સાદ પાડયો છે.

ન્યૂયોર્કનો ધોરી રસ્તો, ન્યૂયોર્કની શેરી, નગરની મહેલાતોની અંદરની દુનિયા અને કંગાલ ઘરોની અંદરની દુનિયા—આ તમામ જગ્યા પર એ પહોંચી જઈ શકે છે.

એના કૅમેરાના ચારા માટે અમુક વિષય જ હોવો જોઈએ એમ એ માનતો નથી. એ છબીકાર સાવ નાના પ્રસંગને કૅમેરામાં ઝડપી, જગતમાં જબરી સનસનાટી મચાવી મૂકે છે.

એની કટારમાં એ થોડું લખે છે પણ એના લખાણ સાથે કાયમ એણે ઝડપેલી છબી એ પ્રસિદ્ધ કરે છે. એટલે એની કટાર હમેશાં સચિત્ર બનેલી હોય છે.

એક દિવસ ન્યૂયોર્કના એક સામાન્ય વર્ગના ઘરની અંદર એ જઈ રહ્યો હતો. એની નજર એક પરણેલી સ્ત્રી પર પડી. પૂરા સન્માન સાથે એ પેલી ગૃહિણી આગળ ગયો અને એણે સવાલ કર્યો.

'તમારો પતિ તમારો આશક છે?' તરત જ એના ગાલ પર તીખો તમાચો પડ્યો. લગ્ન અને પ્રણય—આ બંને જુદી જુદી અવસ્થા છે એ માન્યતા ઉપર પ્રકાશ પાડવા એણે આ સવાલ કર્યો હતો.

એકવાર એ એક મંડળીમાં સામેલ થઈ વાતચીત કરી રહ્યો હતો ત્યાં એની નજર એક ઓરત પર પડી, એના કેશ પર પડી, તરત જ એ બોલ્યો.

"ઓ હો! તમે તમારા કેશને કલપ ક્યારે લગાડ્યો?"

એ સ્ત્રીને પરણવા માગતો હતો એવા એક જણે આપણા આ છબીકારને સજ્જડ ફેંટ મારી અને અદાલત સુધી આ બનાવ પહોંચી ગયો.

જેણે લગ્નજીવનનાં પચ્ચીસ વરસ પૂરાં કર્યાં હતાં એવી એક સ્ત્રી પાસે જઈ, એણે પ્રશ્ન કર્યો.

"તમને તમારા લગ્નનો પહેલો દિવસ યાદ છે? તમને એ અનુભવ સંઘરવા જેવો લાગે છે?"

આ રીતે એ છબીકાર જીવનની હડફેટે ચડે છે.

ધનવાન, ભિખારી, ચોર, ડાકુ, ગુંડો, શેરીના દાદાઓ, તોફાની ટોળાના સરદારો—આ તમામ માણસોને, એ છબીકાર નવાનોખા જીવનના પ્રતિનિધિઓ તરીકે ઓળખતો હોય છે અને તેમની મુલાકાતો લઈ, તેમના શબ્દોનો ઉલ્લેખ કરી, તેમની તસવીરો પ્રગટ કરી એ છબીકાર જીવનની ભાષાનો વાંચકોને પરિચય આપે છે.

છેલ્લા ૨૩ વરસમાં આ છબીકારે ૨૦૦,૦૦૦ છબીઓ રસ્તાઓના માનવીઓની ઝડપી છે. આ છબીકાર વિચિત્ર પ્રશ્નો ઊભા કરે છે.

એ પૂછે છે કે, પત્નીએ એના પતિના ઊંઘમાં બોલેલા શબ્દો ઉપર ધ્યાન આપવું જોઇએ કે નહિ આપવું જોઇએ ?

એ એવો પણ સવાલ કરે છે કે, તમારા જીવનમાં તમે જબ્બર જૂઠાણું ક્યારે વદ્યા છો ?

આ પ્રકારના સચિત્ર સવાલજવાબ, વાંચકોની અંદર ખળભળાટ જગાડે છે અને આ રીતે જીવનનું શિક્ષણ વાંચકોને જાણવાનું મળે છે.

આપણે કોઈ એક ખૂણામાંથી જ જીવનનું શિક્ષણ મેળવતા નથી. એ તો ઘણી જગ્યાએ પથરાયેલું રહે છે. એટલે આવા છબીકારના અનુભવો ઉપરથી આપણે પણ ક્યાસ કાઢવો જોઈએ અને જીવનના અનેરા ઓવારા નજદીક જવું જોઇએ.

જે પ્રશ્નો સમાજમાં સળવળતા હોય એટલું જ નહિ પણ જે પ્રશ્નોનો અમુક રીતે નિકાલ થવો જોઈએ એવી માન્યતા સમાજશાસ્ત્રીઓની હોય તો આ છબીકાર, તેમનું કામ સહેલું કરી આપે છે.

સમાજનાં અનિષ્ટો આ રીતે એ નાબૂદ કરવા કોશિશ કરે છે, એમાં કેમેરાની કલાને એ માનવોનાં દુ:ખો હરવા માટે કામે લગાડે છે.

એક સંગીતકારનો પ્રસંગ જાણવા જેવો છે. આપણો આ છબીકાર એ સંગીતકાર પાસે ગયો ત્યારે સંગીતકારના ઘરમાં એકલી કરુણતા ગીત ગાતી હતી. સંગીતકારની પત્ની માતા થવાની હતી. પણ તેઓ ઘરની અંદર સગડી ચેતાવી શકે તેમ નહોતાં કારણ કે તેઓ ઘરનું ભાડું ભરી શકયાં નહોતાં.

સંગીતકાર સમક્ષ આ છબીકારે જઈ પ્રશ્ન કર્યો.

"તમે તમારા સંગીતની પ્રેરણા કોની પાસેથી મેળવો છો?"

એ સંગીતકારે ચોકખું કહી દીધું.

"મારે તો પૈસા પાસેથી પ્રેરણા મેળવવી છે. હું આજે નિર્ધન થઈ ગયો છું."

પછી તો ત્રણ જ કલાકમાં એ સંગીતકારના સંગીતને એ છબીકારે એક ગ્રામોફોન કંપનીની રેકર્ડ ઉપર મુકાવી

દીધું અને સંગીતકારના જીવનમાં ઉલ્લાસનું ગીત ફેલાવા લાગ્યું.

આ છબીકાર અખબારની કચેરીમાં પટાવાળાની નોકરી કરતો હતો. રવિવારે એને કચેરી વાળવી પડતી પણ એની નજર કચેરીની અંદર પડેલી ખુરશીઓ ઉપર હતી.

જે ખુરશીને એ ઝાપટતો હતો એ ખુરશી ઝડપવાની એનામાં તમન્ના હતી.

અને એ ઊંચો આવ્યો. શરૂઆતમાં એણે ઘણી મુશ્કેલીઓ અનુભવી પણ એ મુશ્કેલીઓને એણે તો એના શિક્ષણ તરીકે જ ઓળખી. એટલે એ તો દિવસે દિવસે સમૃદ્ધ અનુભવી થવા માંડયો અને એના પુરુષાર્થને જવાબ મળી ગયો.

## ૫૬
## આશા નિરાશા

એક મિત્રે આવીને મને કહ્યું :

" મારું મન મોર બની થનગનાટ કરવાને બદલે મારું મન ઘુવડ બની આખો દિવસ સૂઈ રહેવાનું પસંદ કરે છે, એને વિષે તમારે કાંઇ કહેવાનું છે ? "

આ સવાલ એટલો એકાએક પૂછવામાં આવ્યો હતો અને એનો જવાબ આપવામાં ઉતાવળ કરવાની જરૂર નહોતી એટલે મેં એ મિત્રને સાંભળ્યા કર્યા.

એમણે કહ્યું :

"તમને એમ કોણે કહ્યું છે કે માનવી પ્રગતિ કરવા માગતો હોય તો એની પ્રગતિ કોઈનાથી અટકાવી શકાતી નથી ? લમણે હાથ દઈને બેસી રહેનારાઓ માટે જગત નથી એ એક વાક્ય મેં હજાર વાર સાંભળ્યું છે, વાંચ્યું છે અને હું લમણા પર હાથ દીધા વિના કાંઈક કરવા બહાર પડયો છું તોયે મારો ઉત્સાહ મને જરાય કામ લાગ્યો નથી."

એ મિત્રને એમ લાગ્યું કે હું એમના નિરાશાવાદને ટોકીશ. એમને વધુ સાંભળીશ નહિ પણ એમને ખ્યાલ જ નહોતો કે નિરાશાવાદ પણ મને સાંભળવો ગમે છે, કયારેક 'માણવો' ગમે છે.

મેં એમને જણાવ્યું :

"તમે એમ માનો છો કે મારું મન પળે પળે મોરની જેમ થનગને છે ? તમે એમ માનો છો કે નિરાશાવાદ મારૂં દિલબારણું કયારેય ખખડાવતો નથી ? તમે એમ માનો છો કે હું બાગનું પતંગિયું છું ને જગતબાગમાં રંગીન ભાત સાથે ઊડયા જ કરું છું ?"

મારો આ અવાજ સાંભળી એ મિત્રે મારા પર વધુ ઘેરી રીતે આંખ ઠેરવી અને મને વધુ બોલવા દીધો.

"હું તમારી સાથે અનેકવાર આશા આપનારી વાતો

એટલા માટે કરું છું કે આશા એ એક એવું ટાઢા ગોળાનું પાણી છે કે ગરમ કાળજાને એ થોડા સમય સુધી તો રાહત આપે છે. આ રાહતનું પરિણામ ક્યારેક એવું આવે છે કે ઉગ્ર બનેલું હૈયું મગજને સ્વસ્થ બનાવે છે અને એ મગજ વધુ ચોકખાઈથી યોજના ઘડે છે. આ યોજનાને પાર પડવાની થોડી તક મળે છે કારણ કે નિરાશાવાદમાંથી જન્મેલી એ યોજના નથી. "

મારી આ બોલીથી મારા મિત્ર જરા મૂંગા થઈ ગયા. અમારી સામે એક બારી હતી એની અંદર એ એમની નજર મોકલી રહ્યા. મારું બરાબર ધ્યાન હતું. એમની નજર જઈ જઈને આકાશના તારાને આંબી ગઈ. રાત અંધારી હતી એટલે તારા ઊજળા હતા. મેં બોલવાનું શરૂ રાખ્યું.

" ધારો કે મને નિરાશા ડંખી ગઇ છે. પણ સાપની જેમ હું એ ડંખના ઝેરને વધુ ને વધુ ચડવા દેતો જ નથી. નિરાશાવાદના ડંખ પછી મારું મન લાગણી ગુમાવી બેસતું નથી. એ મન આવી અંધારી રાતના ઊજળા તારાને બાઝી વળે છે. મારી નિરાશા મને આ તારા નથી જોવા દેતી એવું કાંઈ નથી. એથી ઉલટું મારું મગજ સંસારમાંથી ઊપડી બીજે જાય છે, કુદરતની ફૂલવાડીમાં જાય છે અને કાંટા એકઠા કરે છે. "

મારા મિત્રની આંખ બારીની બહાર નીકળી ગઇ પછી એને મારી ઉપર લાવતાં જરા વાર લાગી. પણ મને એટલો ખ્યાલ તો બરાબર આવી ગયો કે મેં મારા મિત્રના ચિંતનની ધૂપસળી સળગાવી હતી. એમણે કહ્યું:

"હું એક નિષ્ફળ સંસારી તરીકે તમારી આગળ વાત કરી રહ્યો છું. તમે તો જાણો છો કે વરસો પહેલાં હું પરણ્યો પણ અમારાં લગ્ન સાવ નિષ્ફળ ગયાં. નિષ્ફળતા માટે અમારો બન્નેનો સ્વભાવ જવાબદાર હતો. અમારામાં કશો મેળ નહોતો. હું એને માટે ફૂલ લઈ આવતો હતો, એને એ ફૂલ ફોસલામણી લાગતાં હતાં. ટૂંકામાં અમારું લગ્નજીવન એવી રીતે પૂરું થયું કે આજે હું એકલો રહું છું અને અમારા ગામમાં એ એકલી રહે છે."

મારા મિત્રે એ એકલી રહે છે એટલું કહ્યું એના પરથી મને સમજાયું કે એનું દિલ ઉમળકો ખોઈ બેઠું નહોતું. 'એ'નો ઉચ્ચાર એમના હોઠ પરથી જ કાન પર મને સંભળાયો નહોતો. એની અંદર હૈયું હતું એમ મને લાગ્યું.

મેં એમને કહ્યું :

"તમારું લગ્નજીવન નિષ્ફળ ગયું છે એ તમે મને ભલે કહો પણ તમારો સંસાર માટેનો ઉમળકો તમે ગુમાવ્યો નથી એની હું તમને ખાત્રી આપું છું. બાકી તો મેળ મળતો ન હોય તો એ મેળવવાનું કામ અતિશય કઠિન છે પણ એ કામ અશક્ય છે એમ હું નથી માનતો. લગ્નજીવન પર તમે ભલે ફૂલ પાથર્યા કરો પણ એ જીવનમાં કેટલીક આકરી વાસ્તવિકતા રહેલી છે, એનો તમારે સ્વીકાર કરવો જ જોઇએ. તમે પહેલેથી જીવનના કેટલાક આકારો ઘડી રાખો છો. તમે તમારી પત્નીને પૂતળી તરીકે ઘડો છો.

પછી એ પૂતળીને રસ ઝરતી વાણી વહાવતી કલ્પો છો અને તમારી આ કલ્પના પછી તો તમારાથી જ એટલી બધી ચીતરાય જાય છે કે તમે તમારી એ કલ્પનાની પૂતળીને જ ચાહતા રહો છો—તમારી પત્ની તમારી આગળ ઊભી રહે ત્યારે તમને એ તમારી કલ્પના કરતાં ઊતરતી જ લાગે છે. કલ્પનાને જરૂર સંગાથી બનાવો પણ એ સંગાથ ક્યારે કરવો એ તમારે જાણવું જોઇએ. દરેક બાબતમાં તમે તમારી કલ્પના પ્રમાણે ન જ જીવી શકો. ”

મારા એ મિત્રની આંખ હવે આકાશના તારાને છોડીને મારા પર પડી. પણ એમણે ખાસ બોલવાની ઇચ્છા કરી નહિ. એમના મનમાં એ કાંઈક ઘૂંટતા હતા. મેં એમના એ ઘૂંટવાના કામમાં થોડી ખલેલ પાડી.

“ આશાવાદના પૂજારી બનવાનું તમને ન ગમતું હોય તો વાંધો નહિ પણ નિરાશાવાદનાય પૂજારી બનવાની જરૂર નથી. નિરાશાવાદ પણ પૂજા નથી માગતો. નિશ્વાસ અને નિરાશાવાદને દોસ્તી છે પણ નિશ્વાસ નાખનારાઓ કેટલીક વાર એ નિશ્વાસમાંથી જગતને કલાનું નમણું રૂપ આપી જાય છે. ”

મેં એમને કહ્યું કે આશાવાદ જ પીરસવાનો મેં ઈજારો રાખ્યો નહોતો પણ આશાની વાત કરવાની મને જરૂર જણાઈ હતી. મારે માટે ભલે એ આશા કિરણો લાવનારી નહોતી પણ બીજા ઘણાઓને આશાની એ બંસી મધુર લાગતી હતી !

મોડી રાતે અમે છૂટા પડયા પણ એણે એના જીવનની એ દિવસે વધુ વાત કરી નહિ. એની એકલતા મને જરૂર અડકી ગઈ. એ એકલતાને આ રીતે સહવાસ મળ્યો એમ મને લાગ્યું.

આકાશમાં એક તારો એટલો બધો ઝગમગાટનો રોફ કરતો લાગ્યો કે મને એમ થયું કે એ તારો કાળી રાતને ધ્રુજાવી દેશે. એ તારાને આંખમાં રાખીને એ રાતે મેં નીંદર લેવા યત્ન કર્યો.

## ૫૭
## શિકાર અને શિકારી

એને હાથ વાંચતાં આવડતું હતું. નસીબ કહેવાની એની રીત કયારે ય નકામી ઠરતી નહોતી. એ બોલતો ને બનાવ બનતો.

એની પાસે હાથ બતાવવા હજારો નરનારીઓ જતાં. એક બાઈએ કેટલાં યે વરસોથી વિજ્ઞાનની શોધ માટે સાગર ઓળંગી મોટી સફર કરનારા એના પતિને ગુમાવી દીધો હતો. એના તરફથી ખબર મળતા નહોતા એટલે દુનિયાએ માની લીધું કે એ સફરબાજ ખતમ થઈ ગયો હતો.

પણ આ પતિની સ્ત્રીનો હાથ જોઈ, એણે તો તરત જ કહ્યું:

"તમારો ધણી જીવે છે."

અને એકાએક રેડિયોમાંથી સમાચાર કૂદી પડયા કે જગત જેને ખતમ થઈ ગયેલા માનતું હતું એવા એક સફરબાજનો પત્તો લાગ્યો હતો.

હાથ જોનારે સૌને છક્ક કરી દીધાં હતાં.

પણ આ હાથ જોનાર પાસે એક વિચિત્ર આદમી આવ્યો. આ આદમી વકીલ હતો. અદાલતમાં ગુનેગારોના ખટલા આવતા, એની એ 'માવજત' કરતો. વકીલના મસ્તકમાં ગુનેગારોના ખટલાઓ જ ખડકાયેલા રહેતા.

આ આદમીએ જ્યારે એનો હાથ લાંબો કર્યો અને જ્યોતિષી એ જોવા લાગ્યો ત્યારે થોડી માહિતી આપ્યા પછી એ વધુ ભાવિ વાંચતાં અટકી ગયો. એની જીભ રોકાઈ ગઈ.

બધાંની દેખતાં તો વકીલ વધુ ન બોલ્યો, એ ચાલતો થયો પણ એ રાતે એ હાથ જોનારાને ત્યાં એકલો ગયો.

એણે એનું ભાવિ જાણવા માટેનો આગ્રહ કર્યો. બળજબરી કરી. અને હાથ વાંચનારાએ કહી દીધું.

"તમારા હાથમાં ખૂન લખાયેલું હું વાચું છું."

અને વકીલ આ ચોંકાવનારું ભાવિ સાંભળી ચાલતો થયો.

એના મગજમાં હવે તો ખૂનના ખ્યાલો ભમવા લાગ્યા.

"મારે ખૂન કરવું જ રહ્યું."

જ્યોતિષનો 'હુકમ', એની આગાહી સાચી પાડવાની જ રહી.

એણે એની એક ઓળખાણવાળી ડોશીને ઝેર ભેળવી મીઠાઈ આપી. બીજે દિવસે એ ડોશી મરી ગઈ; પણ વકીલને જાણ થઇ કે એ ડોશીએ મીઠાઈ તો ખાધી જ નહોતી.

ખૂન કરીને આ હેરાન કરનારા ભાવિનો નિકાલ લાવવા માટે વકીલ તરફડિયાં મારવા લાગ્યો.

એક દિવસ એ પાદરી પાસે ગયો. પાદરીએ એના મનને ટાઢું પાડવા પ્રયાસ કર્યો, પાદરી એના દેવળના ભોંયરામાં ગયો.

વકીલ એની પાછળ ગયો. વકીલે પાદરીનું ખૂન કરવાનો વિચાર કર્યો. એણે હાથમાં હથિયાર લીધું.

પાદરી ધીરગંભીરમય અવાજે બોલ્યો: "હેઠું મૂકી દે હથિયાર."

અને ખસિયાણો પડી એ વકીલ ચાલતો થયો. શહેરના પુલ આગળ એ આવ્યો. રાત વીતી ગઇ હતી. ખૂન કરવા માટેની જ્યોતિષીએ કહેલી આગાહી એને સતાવવા લાગી.

ત્યાં તો પુલ પર પગલાં સંભળાયાં. ને એ પગલાં પાડનાર જ્યોતિષી ઓળખાયો. એ પુલ પરથી એને ઘેર જતો હતો.

વકીલ જ્યોતિષી ભણી દોડયો. જેણે એના હાથમાં ખૂનીની રેખાઓ જોઇ હતી એ જ હાથથી વકીલે એ જ્યોતિષીનું ખૂન કર્યું....

અને વકીલના તડપતા દિલને જરાક 'રાહત' થઇ પણ કાયદાએ એને ઝડપી લીધો.

આ કિસ્સો સમજાવે છે કે જીવનની ગૂંચ માટે ગ્રહોને તકલીફ આપવાની જરૂર નથી.

જ્યોતિષની વિદ્યા સાચી ભલે રહી. પણ માણસે એના કદમ એવી પ્રવૃત્તિ ભણી વાળવા જોઇએ કે એને ભાવિની ચિંતા ગળે ન બાઝે.

ઉપલો કિસ્સો એક હકીકત હેઠળ લીટી દોરી જાય છે કે મસ્તકની અંદર કોઇ અધિકારી સ્થળેથી ચોક્કસ વિચાર મૂકવામાં આવે, ભાવિ વર્તનની એમાં વાત હોય તો માનવી વારેવારે એના મસ્તકનો જ શિકાર બની જાય છે.

આવતી કાલ માટે ઉમેદો રાખવી એ બરાબર છે. આવતી કાલ માટે શક્તિ જાળવી રાખવી એ બરાબર છે પણ આવતી કાલની ઉપાધિને આજે પંપાળવાની જરૂર નથી.

અને ઉપાધિનો 'સ્વભાવ' છે કે તમે જેમ એને પંપાળો એમ એ પ્રસરતી જાય. ભાવિમાં જે કાંઇ અમંગળ બનવાનું છે એની કલ્પનાને મગજમાં રોપવાનો કશો જ અર્થ નથી.

એવી ઘડી ઊતરી પડે એ સમયથી તમે એ ઘડીને હાથમાં રાખવા મહેનત કરો.

રંગોના ઊડતા આકાર જેવાં પતંગિયાંને તમે જોયાં છે.

આ પતંગિયાં આજે ઊડતાં હોય છે અને કાલે એ અદ્રશ્ય થઈ જાય છે. એમનું આયુષ્ય થોડા દિવસોનું હોય છે. પણ એની રંગીન ઉડાને કવિઓને ગાતાં કર્યાં છે.

આ પતંગિયાં પર તમારી નજર ઠેરવી રાખો તો તમને પણ એમ લાગશે કે જીવનના રંગો આજે મળ્યા છે તો લાવોને આજે એ ઉડાડી લઉં.

આ રંગનો અર્થ બિનજવાબદારી નથી. આ રંગનો અર્થ અસ્વચ્છ જીવન નથી. આ રંગનો અર્થ છેલબટાઉ-પણું નથી.

પરાયી આંખો પર તમારો હાથ મૂકી તમારા ભાવિના રંગોના પ્યાલા ભરવા ઉતાવળા થાવ મા.

જીવન જીવવાની માનવીની શક્તિ એ જ જગતનો મોટામાં મોટો કીર્તિસ્તંભ છે.

તમારા હાથ પર તમારું ભાવિ ભલે લખાયેલું પડ્યું.

પણ તમે તમારા હૈયાને કોઈ મહાન ઉમળકાને સોંપી દેજો.

વધુ પડતી ભાવિની વાતો જાણીને જીવનના રહસ્યને શીદને ઝાંખું પાડો છો ?

રહસ્યના અંચલમાં જીવન એનું રૂપ રાખે છે. આ અંચલને તમે હટાવી દેવાની લાગણી રાખો નહિ.

## ૫૮
## ટાઢનો ચેપ

અત્યારે–આ ક્ષણે તમે શેનો વિચાર કરી રહ્યા છો? તમે ભલે ન બોલો. હું તમને કહી આપું છું.

તમારું કામકાજ ચાલે જાય છે. તમારા ઉપર કોઈ મોટું દુ:ખ ઊતર્યું નથી, તમારા પર સુખ પણ વારી ગયું નથી.

ઉશ્કેરાટ વિનાનું તમારું જીવન તારીખિયાની બદલાતી તારીખની જેમ 'આગળ' જઈ રહ્યું છે.

આ કારણે જ તમારું મન જરા દુભાયું છે. ધ્રુજારી વિનાનું જીવન તમને બગાસામાં લપેટતું લાગે છે.

તમે વિચિત્ર હવાની ફરિયાદ કરી કંટાળાના સાજને શરૂ કરો છો.

"વાદળાં છે. સૂરજ દેખાતો નથી. આ તો હવા બગાડશે."

હું તમને કહું છું કે આકાશમાં વાદળાં ભલે આથડતાં. તમારાં મન પર એનો છાંયો શીદ ઝીલો છો?

સૂરજ ન દેખાયો એમાં આટલા ગમગીન બનવાની જરૂર છે?

આ પછીનો તમારો બીજો વાંધો છે. જગતમાં રોજ 'કાંઈક' નથી બનતું. જગતનું દિલ તમે અખબારો પર આંખ રાખી સમજવા ચાહો છો.

તમે આકળા થઈ બોલી ઊઠો છો.

"લડાઈના મોરચાઓ પણ ટાઢા પડી ગયા."

લડાઈના મોરચાઓ માત્ર તમને રાજી રાખવા, તમને સતત ઉશ્કેરાટમાં રાખવા ઝળકતા નથી.

ખરી વાત એ છે કે તમારું હૃદય જ ટાઢું પડી ગયું છે, એટલે તમે આ ટાઢનો 'ચેપ' ફેલાવો છો.

રોજિંદા જીવનમાંથી રસ તારવી લેતાં તમને આવડવું જોઈએ, આ માટે તમારે સૌથી પહેલાં તો એ પ્રકારની આનંદની વૃત્તિ જગાડી દેવી જોઇએ.

ધ્રુજારીઓ, એક પ્રકારનું લાગણીનું ઘેન છે. ધ્રુજારીઓ ઉતરી પડે ત્યારે એનું સ્વાગત તમારું મન ભલે કરતું.

પણ ધ્રુજારીની ગેરહાજરીમાં તમારે જીવનના પત્રકમાં ગેરહાજર રહેવાની જરૂર નથી.

ટીપ સૂરે ગવાતું સંગીત એ જ સંગીત છે અને મૃદુ સૂરે ગવાતું સંગીત એ કોઇ 'ચીજ' નથી એમ કહી શકાશે નહિ.

બહારથી રસનું પ્યાલું દર વખતે તમને મળવાનું નથી એટલે તમારા દિલને જ તમારે એ પ્યાલી તરીકે 'ગોઠવી' દેવું જોઇએ અને તમારે પોતે રસ ઠાલવવો જોઇએ. એનો રંગ જુદો આવશે.

જગતમાં જે કાંઈ બને છે એ તમારા એકલાના મનોરંજન ખાતર બનતું નથી.

એટલે તમે તમારા મનથી નાચતાં શીખો. અને આ માટે તમે કોઈ શોખને ઢંઢોળો.

તમને શેમાં રસ છે ? બોલો, વેપારમાં તમને રસ છે ? તો વેપારને માત્ર 'બજાર' તરીકે ઓળખો નહિ.

જેનાથી વેપારની ઘડિયાળ ચાલે છે, એ કાંટાઓને ઓળખો, એના વહીવટને ઓળખો, એની ચાવી હાથ કરવામાં તમારું મન રોકો. તમને આનંદ થશે ને વેપારનો વિશાળ અર્થ કરવાનું તમને આવડી જશે.

તમારા ઘરની અંદર રંજન આપનારું કેટલું ય તત્વ પડયું છે એનો કયારે ય આશરો લીધો છે?

બેસીને વાતો કરવી એ પણ એક પ્રકારની મૃદુ ધ્રુજારી છે.

ભૂતકાળ અને પ્રતાપી પુરુષોનાં જીવનના ચમકારને આજના જીવન સાથે મેળવી જોવામાં અને એ ચર્ચાને કુટુંબની વચ્ચે રાખી દેવામાં પણ એક પ્રકારની મજા છે.

બાળકો સાથે દિલ્લગી કરવામાં ય એક ઉમદા પ્રકારનું રંજન ભરેલું છે.

પતંગિયાં જેવું તમે તમારું મન રંગી દેશો તો તમને ફૂલો 'સાદ' દેશે.

તમારા મનમાં કોઈ વેદના હોય તો એ વેદનાની બીજાઓ સમક્ષ 'ઉજાણી' કરવાનો અર્થ નથી.

એ વેદનાને તમે જાળવી રાખો, ગુલાબ જેમ કાંટાને જાળવી રાખે છે તેમ તો તમારી વેદનાના કાંટા પણ બીજાઓનું તમારા પ્રફુલ્લિત દિલગુલાબ ભણી જ ધ્યાન ખેંચશે.

તમારી વેદનાની એમાં શોભા છે.

તમારા 'ઉલ્લાસ'માં તમને રસ નહિ હોય તો બહારની દુનિયાને તો તમારામાં જરાય રસ નહિ પડે.

તમારા પ્રત્યેની તમારી પોતાની વલણ તમે સુધારો.

બીજાઓને તમે જે માન આપો છો, એ માન માટે તમારું 'મન' પણ અધિકારી છે.

તમારું મહત્વ તમે ઓછું કરો મા.

કુદરતે માનવજીવનની જે ભાત ગૂંથી છે, એ ભાતમાં તમારી જિંદગી પણ ગૂંથાઈ ગઈ છે.

માનવ તરીકે તમે દુનિયામાં હરોફરો છો, તો માનવ એ તો કાળ પર ઊડતી કલગી છે.

માનવે દુનિયા શણગારી છે. માનવે હાસ્ય કર્યું છે, આંસુ પાડયાં છે, દુનિયા માટે.

માનવનો આ વારસો દરેકેદરેક માનવીને મળેલો છે.
તો પછી રસ સુકાવાની વાત શા માટે કરો છો ?
સૂકી મનસપાટી પર તમારા મિજાજના ફોરાં ઉતારો.
પછી જે કાંઈ બને એ જોયા કરજો.
તમારું મન ગુલાબી ન બને તો કહેજો.

## ૫૯

## સંદેશની પાંખ

વર્ષાઋતુ આવી હતી. ધરતી જળધારા માગી રહી હતી. ધરતી મેઘ માગતાં શરમાતી હતી એટલે મોરલાનો કંઠ મે માગી રહ્યો હતો. મોરલાના ડોકના રંગ ચમકતા હતા; આકાશમાં સાત રંગનું મેઘધનુષ્ય ટીપાંનાં તીર ફેંકવા ખેંચાઈ રહ્યું હતું.

આવી ઋતુમાં પ્રિયાથી જુદો પડીને પ્રિતમ એક શિખર પર ઊભો હતો. કુદરત નવસર્જનનું ગીત ઉપાડી રહી હતી. પ્રિતમનાં હૃદયની અંદર પ્રણયની ભીનાશ પથરાતી હતી.

પ્રિયા દૂર હતી. ઘણી દૂર. પ્રિયા પાસે હતી, ઘણી પાસે. પ્રિતમની આંખ આકાશમાં એકઠાં થયેલાં અને એકઠાં થઇ ચાલ્યાં જતાં વાદળ પર પડી.

સફેદ વાદળાંનો કટકો પ્રિયતમને કોરા કાગળનો કટકો લાગ્યો. દિલની બોલીથી એણે વાદળાં પર સંદેશ લખવા માંડયો.

વાદળાંને એ પ્રિતમે ટપાલીનું કામ સોંપ્યું અને ગામડાંની અંદર ટપાલી પગે ચાલી ટપાલ આપવા જાય છે તે વખતે એ ઘૂઘરાનો રણઝણાટ ઊભો કરે છે એમ વાદળોએ પણ એની ટપાલ લઇ ગડગડાટ કરવા માંડયો.

યક્ષનો સંદેશો વાદળે લીધો; અને કાલિદાસ જેવા યુવાનદિલ કવિએ એ સંદેશાને કવિતા પર ઝીલ્યો. યક્ષ પ્રખ્યાત બની ગયો.

નળ અને દમયંતી વચ્ચેનો ‘હૃદયસંવાદ’ હંસે ઊડી ઊડીને જગાડી દીધો હતો. હંસ મશહૂર બની ગયો.

કમલનાં પાંદડાં ઉપર સંદેશ લખીને કમલનું પાન પ્રખ્યાત થયું છે.

યુગ ફર્યો છે. વાદળાં આજે ય જામે છે પણ એ વાદળાં પ્રિયા અને પ્રિતમની ચાકરી કરવાની ના પાડતાં લાગે છે.

હંસ પણ તરે છે પણ એ તરતા હંસ પાળેલા હોય છે. આઝાદ હંસ આગળ જવા માટેના પગ આપણે ખોઈ બેઠા છીએ.

કમલનાં પાંદડાં નજરે પડે છે, પણ એના પર કવિતા લખવાનું, એના પર પ્રણયનો સંદેશ લખવાનું કોઇને સૂઝતું નથી. કમલ બજારમાં જાય છે અને એના ભાવ બોલાય છે.

આજે તમારો સંદેશો તમે નવી રીતે ફરતો કરી શકો છો અને એ સંદેશો લઇ જતું વાહન એ ઉત્તમમાં ઉત્તમ વાહન છે.

પ્રિયા માટે જ શા માટે? જગત આખા માટે, તમારી નાની કે મોટી દુનિયા માટે તમે દૂર ઊભા રહી યક્ષની માફક સંદેશો મોકલી શકો છો.

એ સંદેશો માત્ર તમારા એકલા પ્રણયની વાત કહેતો નથી. એ એકલા તમારા વિરહને ઘૂંટતો નથી.

તમારું વ્યક્તિત્ત્વ ઊભું કરો, એમાં સુવાસ મેળવો એટલે આપોઆપ એ સુવાસ વાહન બની તમારાં વ્યક્તિત્ત્વનો સંદેશો સૌને પહોંચાડી દેશે.

યક્ષે ભલે વાદળાં માગ્યાં, નળે ભલે હંસ માગ્યો, તમે વ્યક્તિત્ત્વ માગજો, અને સુવાસ માગજો. તમે તમારી દુનિયાના યક્ષ બની જશો. એક કાલિદાસને બદલે ઘણા માણસો તમારી ખુશ્બોનો પ્રચાર કરશે.

આવું વ્યક્તિત્વ ઊભું કરવા માટે તમારે કોઈ પહાડ પર જઈ એના પર ઊભા રહેવાની જરૂર નથી.

જીવનના નાના પ્રસંગોમાંથી તમારે તાંતણો હાથ

કરવો જોઈએ અને એ તાંતણામાંથી આકર્ષત ભાત ગૂંથી દેવી જોઈએ.

ખુશ્બો એક એવી ચીજ છે કે જગત એનો ક્યારે ય વિરોધ નહિ કરે. અંતરની ખુશ્બો ઊભી કરવા માટે તમારે તમારાં તમામ વર્તન ઉપર કાબૂ મેળવવો પડશે.

દુનિયામાં અબજો માણસો મરી ગયા, હજુ ય મરે જાય છે અને ભવિષ્યમાં મર્યા કરશે. પણ એમાંથી થોડા એમની પાછળ ખુશ્બો મૂકતા જાય છે, એ ખુશ્બોનો વારસો આપણો મોટામાં મોટો વારસો છે. ધન આવે છે અને ઊડી જાય છે, માલમિલકત ઝગમગે છે અને ઝાંખાં પડે છે, વારસામાં મળેલી ચારિત્ર્યની ખુશ્બો ક્યારે ય ઊડી જતી નથી.

પ્રસંગે પ્રસંગે એ ખુશ્બોને જગત સંભારે છે.

“અરે એમની વાત થાય? એ તો ઉદાર હતા, એ તો ચારિત્ર્યવાન હતા, એ તો ગુલાબી સ્વભાવના હતા, એ તો પ્રેમાળ હતા.”

અભિપ્રાયોના આ પડઘા એ મોટામાં મોટું વસિયતનામું છે.

માનવીની હાજરી કરતાં ય એની ગેરહાજરી વધુ અસરકારક બનતી હોય તો જ એ હાજરીમાં શક્તિ છે.

તમારા વ્યક્તિત્વનો સંદેશો પહોંચાડવા માટે કુંજલડી ભલે તમારી પાસે ન આવે, ભલે વાદળાં ન એકઠાં થાય, ભલે હંસ ન દેખાય; તમે તમારી જીવનચિઠ્ઠી તમારી પાસે જ રાખજો. જીવતા જાગતા માણસો જ તમારી પાસે આવી, તમારો જાદુ અનુભવી, તમારા વ્યકિતત્વનું અત્તર એમના અંતર પર લગાડી તમારો સંદેશ જાગતો કરી દેશે.

ગુજરાતની એકની એક વિવેચન ગ્ર[illegible]

# વિવેચન ગ્રંથમાળા

([illegible])

**વાર્ષિક લવાજમ રૂા. આઠ**

ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠિત વિવેચકોના સાહિત્ય વિવેચનોથી આ ગ્રંથાવલિ શરૂ કરવામાં આવી છે, ગુજરાતની આ પ્રકારની આ પહેલી પુસ્તકશ્રેણી છે.

આ વર્ષના ત્રણે પુસ્તકોના લેખક ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠિત વિવેચકો છે. એકી સાથે એક જ ગ્રંથાવલિમાં લેખકોનો આવો સમન્વય વિરલ હોય છે.

માત્ર થોડી નકલો છપાવી હોઈને પાછળથી આ પુસ્તકો ન મળે તો અમને ફરિયાદ કરતા નહિ.

[૧] પરિભ્રમણ [illegible]

'પરિભ્રમણ' ખરેખર પરિભ્રમણ છે. તમે એમાં અનેક વસ્તુઓને રસિક કરી કરીને મૂકી છે. મને એવી વસ્તુનો ઘણો શોખ છે. હજુ પણ મદારીના ખેલ, રતનવહુનો તમાશો, ડાકલાં વગેરે બધા જોવાં સાંભળવાં મને બહુ જ ગમે છે અને જરાપણ થાક વિના વાંચ્યે જવાય એવી શૈલીમાં લખાયું છે. તમે એક માણસને રસિક થવા માટે શું શું કરવું તે લખ્યું છે તો આને માટે કહી શકું કે માણસ આવાં પુસ્તકોથી જગતમાં રસ લેતાં શીખે છે. આપની વાત તો બહુ આશ્ચર્યકારક લાગી.'

રામનારાયણ વિ. પાઠક

[૨] આલોચના [illegible] રામનારાયણ વિ. પાઠક [illegible]

વિવેચન, દેવ આગળ ધરાવેલા દીપની પેઠે સર્જન સાહિત્યનું અર્ચન કરે છે, તેના સૌંદર્યને સ્ફુટ કરે છે એટલું જ નહિ, તેને જીવતું પણ રાખે છે. સર્જન અને વિવેચન બન્ને પોતાના જમાનાની જીવનફિલસૂફી ઘડે છે. આવી ભાવનાને મૂર્ત કરતા લેખોનો સંગ્રહ અનેકને ઉપયોગી થઈ પડશે.

[૩] [illegible]

ગુજરાતી નાટકસાહિત્યનું રેખાદર્શન ને એવા બીજા અભ્યાસપૂર્ણ લેખો, વિવેચનો ને અવલોકનોનો ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને તથા વિદ્યાર્થીઓને એક સરખો ઉપયોગી નીવડનાર સંગ્રહ. (જુનમાં પ્રગટ થશે)

આ ત્રણે પુસ્તકો એકી સાથે મંગાવનારને રૂપિયા આઠમાં મળશે.

ભારતી સાહિત્ય સંઘ